# THE
# STUDENTS' COMPANION
## FOR THE STUDY OF
## *Macmillan's New English*
# Primer No. II.

ઇંગ્રેજી બીજી પ્રાઇમરના અર્થની ચોપડી.

By

**K. B. Nanavati.**

Published By,

**S. B. Shah & Co.**

Booksellers & Publishers,

*Pankore Naka*-**Ahmedabad.**

---

**First Edition.** **2000 Copies.**

**1919**

---

Price Rs 0-6-0.

# THE STUDENTS' COMPANION

FOR THE STUDY OF

# *Macmillan's New English* Primer No. II.

ઇંગ્રેજી બીજી પ્રાઇમરના અર્થની ચોપડી.

BY

**K. B. Nanavati.**

PUBLISHED BY,

**S. B. Shah & Co.**

Booksellers & Publishers,

*Pankore Naka*–**Ahmedabad.**

**First Edition.** **2000 Copies.**

**191.9**

PRICE Rs. 0–4–0.

# પ્રસ્તાવના.

આ પુસ્તકનો ઉદ્દેશ એવો છે કે દરેક વિદ્યાર્થી આની મદદ મેળવી જાત મહેનત કરતાં શીખે. કેટલેક ઠેકાણે "નોટ" ઉમેરવામાં આવી છે. આ નોટનો મુદ્દો એવો છે કે વિદ્યાર્થી શીખી ચુકેલ તે પાઠમાંથી (૧) શું શું યાદ રાખવા લાયક છે, (૨) કોઇ કોઇ જગ્યાએ ઉચ્ચાર મળતા હોવા છતા અર્થ સ્પેલીંગમાં શો ફેર છે તથા (૩) કેટલાએક બીજા જોડે સંબંધ ધરાવતા શબ્દો કે જે ફક્ત સામાન્ય જ્ઞાન અથવા ભવિષ્યમા જ્ઞાન વધતાં યાદ હોય તો ઉપયોગી થઇ પડે એ સર્વ સમજી યાદ રાખવા ઇચ્છા હોય તો યાદ રાખી શકે નહિ તો તેટલો ભાગ પાઠને સંબંધક હોવા છતાં નુકશાન ન કરતા હોવાથી ખુશીથી છોડી દઇ શકે એવી ગોઠવણ છે.

કેટલેક ઠેકાણે તરજુમો શબ્દશઃ કરતાં ગુજરાતી ભાષા અર્થ વગરની થતી હોવાથી જરા ફેરફાર માલુમ પડશે.

ઇંગ્લીશ લખાણની અંદર Baby અને Child જેવા શબ્દો હરકોઇ જાતિમાં લઇ જઇ શકાય છે. પણ ગુજરાતીમાં એવું બની શકતું નથી તેથી તેવા શબ્દોનો અર્થ કરવો પડયો છે.

આ ચોપડી દરેક વિદ્યાર્થીને એક સાથી તરીકે મદદગાર થાય અને તેની મદદથી દરેક વિદ્યાર્થી પોતાના પુસ્તકનો અભ્યાસ બરાબર કરી શકે એજ હેતુ હોઇ જો તે સફળ થાય તો શ્રમનું ફળ મળ્યું ગણાશે.

અમદાવાદ. તા. ૨૯-૧૧-૧૮.

એસ. બી. શાહ.
પ્રકાશક.

રા. રા. કે. બી. નાણાવટી કૃત.

ઘણાજ સુધારા વધારા સાથે

ધી પોકેટ જેમ ગુજરાતી ઇંગ્લીશ

# ડિક્ષનેરી.

કે. બી. નાણાવટી કૃત.

ડીક્ષનેરી એટલે કોષ—ખજાનો—ભંડાર. એમાં જેટલો સમાવેશ કરીએ તેટલો ઓછો. માટે આવા શબ્દકોષો જેટલા થાય તેટલા થોડાજ. આ નવી આવૃત્તિમાં ઘણાજ સુધારા કર્યા છે. અને ચારસો નવા રૂઢીઅમનો સમાવેશ કર્યો છે. સોનેરી નામવાળા કપડાથી બંધાની છે, છતાં બધાને લેવાને સવડ પડે તેથી તેની કીંમત માત્ર રૂ. ૧—૮—૦ રાખી છે. દેશાવરવાળાને ટપાલ ખર્ચ સાથે વી. પી. ૧—૧૪—૦ પડશે.



ધી સ્ટુડન્ટસ કોહાનુર.

## પોકેટ ઇંગ્લીશ ગુજરાતી ડિક્ષનેરી.

આવી ડિક્ષનેરી કદી બહાર પડી નથી તેમાં આઠથી દશહજાર શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સઘળા ઉચ્ચાર, અર્થ અને " અધર વર્ડ્ઝ " આપવામાં આવ્યા છે.

હમેશાં બોલવા ચાલવામાં જે ઇંગ્રેજી શબ્દોની જરૂર પડે છે તે સર્વ આ ડીક્ષનેરીમાં આપવામાં આવ્યા છે. " કોલીન્સ જેમ ડિક્ષનેરી " ના કદની આ ડિક્ષનેરી છે, અને તેના ઉપર સોનેરી કપડાનું સુંદર પુઠું રાખવામાં આવ્યું છે. કીંમત ૦—૧૦—૦.

લખો,

**એસ. બી. શાહની કંપની.**

પાનકોરનાકા—અમદાવાદ.

# STUDENT'S COMPANION FOR THE STUDY

OF

# *Macmillan's New English Primer II.*

---

## I. My Father-મ્હારા પિતા.

**My**-માય્-મારો, મારી, મારૂં મારા. Father-ફાધર્-પિતા, બાપ.
**Who**-હુ-કોણ. Works-વર્કસ્-કામ કરેછે, મહેનત કરેછે
**Hard**-હાર્ડ-સખ્ત, કઠણ, અઘરૂં, ( અહીં ) સખ્ત રીતે.
**Works** hard-વર્કસ હાર્ડ-સખ્ત કામ કે મહેનત કરે છે.
**For**-ફૉર્-માટે, લીધે, વાસ્તે, બદલે For me-ફૉર્ મી-મારે વાસ્તે.
**Me**-મી-મને. Take-ટેઈક્-લેવું. Care-કે'ર-સંભાળ, કાળજી.
**Takes** care-સંભાળ લે છે. Of me-ઑફ્ મી-મારી.
**Best**-બેસ્ટ્-ઉત્તમ, સૌથી સરસ, શ્રેષ્ઠ.
**Friend**-ફ્રેન્ડ-મિત્ર, દોસ્ત, સાથી ( અહીં ) હિત ચાહનાર

---

નોટ:-૧ Father-ફાધર્-પિતા. Mother-મધર્-મા.
Sister-સિસ્ટર્-બ્હેન. Brother-બ્રધર્-ભાઈ.
Son-સન્-દીકરો. પુત્ર. Daughter-ડૉટર્-દીકરી, પુત્રી.
Uncle-અન્કલ્-કાકા, માંમા. Aunt-આન્ટ્-કાકી, મામી.
Husband-હઝ્બન્ડ-વર, ધણી. Wife-વાઈફ્-વહુ, સ્ત્રી.

૨ Good-ગૂડ્-સારૂં. Better-બેટર્-વધારે સારૂં.
Best-બેસ્ટ્-સૌથી સારૂં.

૩ I-આઈ-હું. Me-મી-મને. My-માય્-મારૂં.

Love-લવ્-ચાહવું Loves-લવ્ઝ્-ચાહે છે.

મારે માટે સખત રીતે કામ કોણ કરે છે?

મારી સંભાળ કોણ લે છે?

મારો સૌથી સરસ મિત્ર (હિત ઇચ્છનાર) કોણ છે?

મારા પિતા.

હું મારા પિતાને ચાહું છું. મારા પિતા મને ચાહે છે.

---

## 2 Mother at home-ઘરમાં મા.

Mother-મધર્-મા. At-ઍટ્-તરફ, પાસે, માં.

Home-હોમ્-(પોતાનું) ઘર. House-હાઉસ્-મકાન, ઘર (ગમે તેનું)

Gone-ગૉન્-ગયેલ. Has gone-હૅઝ્ ગૉન્-ગયેલ છે.

To-ટુ-તરફ, પાસે. To his work-ટુ હિઝ્ વર્ક્-પોતાના કામ તરફ-કામે.

Two-ટુ-બે. His-હિઝ્-તેનું, પોતાનું.

Work-વર્ક્-કામ. Boys-બૉયઝ્-છોકરા.

Have gone-હૅવ્ ગૉન્ ગયા છે (Has gone નું બહુવચન છે.)

---

નોટ: ૧ He-હી-તે. Him-હિમ્-તેને. His-હિઝ્-તેનું.

She-શી-તેણી. Her-હર્-તેણીને. Her-હર્-તેણીનું.

૨ One-વન્-એક. Two-ટુ-બે. Three-થ્રી-ત્રણ. Four-ફોર્-ચાર.

Five-ફાઈવ્-પાંચ. Six-સિક્સ્-છ Seven-સેવન્-સાત.

Eight-એઈટ્-આઠ. Nine-નાઇન્-નવ. Ten-ટેન્-દશ.

૩ He અને She નું બહુવચન They-ધે-તેઓ છે.

Is નું બહુવચન Are છે અને Has નું બહુવચન Have છે. He is, She is-They are. She has, He has-They have

4 Ear-ઈઅર્-કાન. Hear-હિયર્-સાંભળવું.

Here-હિઅર્-અહીંઆ. Year-ઈયર્-વર્ષ.

School-સ્કૂલ-નિશાળ. To school-ટુ સ્કૂલ્-નિશાળે.
Three-થ્રી-ત્રણ્. Little-લિટલ્-નાની.
Girl-ગર્લ્-છોકરી; છોડી. Girls-ગર્લ્ઝ્-છોડીઓ.
Are-આર્-છે. (Is નું બહુવચન છે).
At home-ઍટ્ હોમ્-ઘરમા, ઘેર. Too-ટૂ-પણ્, વળી.
Here-હિઅર્-અહીં. They-ધે-તેઓ.
In the picture-ઈન્ ધ્ પિક્ચર્-ચિત્રમાં. What-વ્હૉટ્-શું
Picture-પિક્ચર્-ચિત્ર. Are doing-આર ડુઇંગ્-કરે છે.
Doing-ડુઇંગ્-કરતાં, કરીને. Teaching-ટીચિંગ્-શીખવતાં,શીખવીને.
Is teaching-ઈઝ્ ટીચિંગ્-શીખવે છે. Her-હર્-તેણીની, પોતાની
To write- ટુરાઇટ્-લખવાનું, લખતાં. All-ઑલ્-બધા, સર્વ.
Sitting-સિટ્ટિંગ્-બેસતાં, બેસીને. Are sitting-આર્ સિટ્ટિંગ્-બેઠા છે.
One-વન્-એક. Putting-પુટ્ટિંગ્-મૂકતાં, મૂકીને.
Is putting-ઇઝ્ પુટ્ટિંગ્-મૂકે છે, પરોવે છે
Flowers-ફ્લાવર્સ્-ફૂલો. String-સ્ટ્રિંગ્-દોરી.
Other-આધર્-બીજી. Are writing-આર્રાઇટિંગ્-લખે છે.
Writing-રાઇટિંગ્-લખતાં, લખીને. Books-બૂક્સ્-ચોપડી.
Is holding-ઇઝ્ હોલ્ડિંગ્-પકડયો છે, ઝાલ્યો છે.
Holding-હોલ્ડિંગ્-પકડતાં, પકડીને. Fan-ફૅન્-પંખો.
Hand-હૅન્ડ્-હાથ. She-શી-તેણી.
She has-શી હૅઝ્-તેણીને છે, તેણીની પાસે છે.
Have કે Has-હૅવ્-હૅઝ્-ને છે, ની પાસે છે.
Necklace-નેક્લેઇસ્-કંઠી; સાંકળી, માળા.
Round-રાઉન્ડ્-આસપાસ, ગોળ. Neck-નેક્-ગરદન, ડોક.
Earrings-ઇઅરીંગ્ઝ્-એરીંગ, વાળી. Ear-ઈઅર્-કાન.
Ring-રિંગ્-વીંટી, વાળી. The girls have-છોડીઓને છે.

પિતા પોતાને કામે ગયા છે. બે છોકરા નિશાળે ગયા છે. ત્રણ નાની છોડીઓ ઘેર છે. તેઓ અહિંઆ ચિત્રમાં છે. તેઓ શું કરે છે ?

મા પોતાની નાની છોકરીઓને લખવાનું શીખવે છે. તે બન્ના સાદડી પર બેઠા છે. એક ( છોડી ) દોરીમાં ફૂલ પરોવે છે. બીજી બે છોકરીઓ ચોપડીમાં લખે છે

માએ એક હાથમાં પંખો પકડયો છે. તેણીની ગરદનની આસપાસ એક કંઠી છે. તેણીના કાનમાં એરીંગ છે. છોકરીઓને પણ એરીંગ છે.

---

## 3 Baby-બાળક.

Baby-બેબિ-બાળક-( છોકરો કે છોકરી ) અહી, કીકી, બબલી, બચી.

I-આઇ-હું See-સી-જોવું. Child-ચાઈલ્ડ્-છોકરું.

Where-વ્હેર્-કયાં. There-ધે'ર્-ત્યાં.

Table-ટેબલ્-મેજ, ટેબલ. Can-કૅન્-શકવું.

Can see-કૅન્ સી-જોઈ શકું છું. Large-લાર્જ્-મોટો.

Behind-બીહાઇન્ડ્-પાછળ. પૂંઠે, પછવાડે

Behind the baby-કીકીની પાછળ. Close-કલોઝ્-નજદીક.

---

નોટ:-૧ It-ઈટ્-તે. Its-ઈટસ્-તેનો-ની-નું.

You-યુ-તમે. Your-યૉર્-તમારૂં.

We-ઙવી-અમે, આપણે. Our-અવર્-આપણું, અમારૂં.

Us-અસ્-અમને, આપણને.

૨ Baby-બે વર્ષથી ન્હાનું બાળક-પછી છોકરો હોય કે છોકરી.

Child-પાંચ વર્ષથી ન્હાનું બાળક-પછી છોકરો હોય કે છોકરી.

આ પાઠમાં Baby નો અર્થ-" કીકી " કરેલ છે. અને child નો [" છોકરો " કરેલછે.

૩ Boy-બૉય્-છોકરો. Girl-ગર્લ્-છોકરી.

Close to it–ક્લોઝ્ ટુ ઇટ્–તેની નજદીક. Front–ફ્રન્ટ્–આગલો ભાગ.
In front of–ના આગલા ભાગમાં, ની આગળ. Is doing–કરે છે.
Look–લૂક્–જોવું, નજર કરવી. Looking–લૂકિંગ્–નજર કરતી, જોતી.
At you–તમારા તરફ. And–ઍન્ડ્–અને
You–યુ–તમે. Will fall–વિલ ફૉલ્–પડશે
Will ( ભવિષ્ય કાળની નિશાની છે ) શે, શી, શું. Off–ઑફ્ફ્–પરથી, દૂર.
Off the table–ટેબલપરથી, Not–નૉટ્–નહિ.
Oh–ઓહ્–અરે. No–નો–ના. Safe–સેઇફ્–સહી સલામત.
May–મે–રજા આપવા તથા માગવાની નિશાની છે. ક્રિયાપદ જોડે તે વપરાય છે.
May I give–મે આઇ ગિવ્–હું આપું ? Give–ગિવ્–આપવું.
Her–હર્–તેણીને. Cup–કપ્–પ્યાલો. Milk–મિલ્ક્–દૂધ.
Yes–યેસ્–હા. May have– મે હૅવ્–ભલે મળે,આપો.
Some–સમ્–કંઇક, કોઇક. Thing–થિંગ્–ચીજ.
Something–સમ્ થિંગ્–કંઇ ચીજ, કઇક. That–ધૅટ્–તે, પેલું.
Bangle–બૅન્ગલ્–બંગડી, કલ્લી. Each–ઇચ્–દરેક.
Wrist–રિસ્ટ્–કાંડું, પ્હોંચો. Anklet–ઍન્કલેટ્–સાંકળું.
Ankle–ઍન્કલ્–ઘુંટણ, ઘુંટી. How –હાઉ–કેવું, કેમ.
Small–સ્મૉલ્–નાના. How small–કેવા નાના.
Left–લેફ્ટ્–ડાબું. Right–રાઇટ્–જમણું.
Some flowers–કેટલાક, થોડા ફૂલ. More–મૉર્–વધારે.
Some more–સમ્ મૉર–થોડા વધારે. Nothing–નથિંગ્–કંઇ નહિ.
See nothing–કંઇ જોતો નથી. Any–ઍનિ–કંઈ.
Is not holding anything–કંઇ પકડયું નથી.
Tell–ટેલ્–કહો. Name–નેઇમ્–નામ. Radha–રાધા.
Call–કૉલ્–બોલાવવું, નામ દેવું, કહેવું. We–વી–અમે, આપણે.
But–બટ્–પણ. Walk–વૉક્–ચાલવું.

A little-એ લિટલ્-જરા. Cannot walk-ચાલી શકતી નથી.
Far-ફાર્-દૂર સુધી, આઘું. Holds-હોલ્ડ્ઝ્-પકડે છે.
Talk-ટૉક્-વાત કરવી, બોલવું.. Much-મચ્-આઘું, ઘણું.
Yet-યેટ્-હજી. Get-ગેટ્-મેળવવું. Will get-થશે.
Soon-સૂન્-જલ્દી, તરત. Then-ધેન્-ત્યારે. What-વ્હૉટ્-કેવો, શો.
Shape-શેઇપ્-આકાર. Long-લૉન્ગ્-લાંબો.
Handle-હૅન્ડલ્-હાથો. It has-ઇટ્ હૅઝ્-તેને છે.
Be-બી-થાઓ. Be kind-બી કાઇન્ડ્ -માયાળુ-ભલા થાઓ.
Kind-કાઈન્ડ્-ભલા, માયાળુ. To-ટુ-તરફ, પાસે.
Speak-સ્પીક્-બોલો, વાત કરો. Gently-જેન્ટ્લિ-ધીમેથી, નમ્રતાથી.

**બા**—હું એક કીકી જોઉં છું.

**છોકરો**—કીકી ક્યાં છે ?

**બા**—એ રહી. તે એક ટેબલ પર બેઠી છે. હું એક મ્હોટો પંખો જોઇ શકું છું.

**છોકરો**—પંખો ક્યાં છે ?

**બા**—પંખો કીકીની પાછળ છે. તે તેની પાસે બેઠી છે. તે તેની આગળ બેઠી છે.

**છોકરો**—તે શું કરે છે ?

**બા**—તે મારા અને તમારા તરફ જુએ છે.

**છોકરો**—તે ટેબલ પરથી પડી જશે નહિ ?

**બા**—અરે, ના. તે પડી જશે નહિ. તે મેજ પર સહી સલામત છે.

**છોકરો**—હું તેને દૂધનો પ્યાલો આપું ?

**બા**—હા, તેને દૂધનો પ્યાલો ભલે મળે ( ભલે આપો. )

**છોકરો**—હું તેની ગરદનની આસપાસ કંઇ જોઉં છું. તે શું છે ?

**બા**—તે એક કંઠી છે. તેના દરેક કાંડાપર બંગડી અને દરેક ઘુંટણ પર સાંકળું છે.

છોકરો—તેના હાથ કેવા ન્હાના છે? પોતાના ડાબા હાથમાં તેણીએ શું પકડ્યું છે?

મા—તેના ડાબા હાથનાં તેણીએ કેટલાક ફૂલ ઝાલ્યા છે. હું કેટલાક વધારે ફૂલ તેની નજદીક ટેબલપર જોઈ શકું છું.

છોકરો—તેના જમણા હાથમાં મને કંઇ દેખાતું નથી.

મા—ના. તેણે તેના જમણા હાથમાં કંઈ પકડ્યું નથી.

છોકરો—મને તેનું નામ કહો.

મા—તેનું નામ રાધા છે. પણ અમે તેને કીકી કહીએ છીએ.

છોકરો—કીકી ચાલી શકે છે?

મા—હા, તે જરા ચાલી શકે છે બહુ (દૂર) ચાલી શકતી નથી. તે મારો હાથ ઝાલે છે અને ચાલે છે

છોકરો—તે વાત કરી શકે છે?

મા—ના. તે હજુ ઝાઝું બોલી શકતી નથી. થોડા વખતમાં તે મ્હોટી થશે. પછી તે ચાલશે અને વાત કરશે અને દોડશે.

છોકરું—પંખાનો આકાર કેવો છે?

મા—પંખો ગોળ છે. તેને લાંબો હાથો છે.

નાની કીકી તરફ માયાળુ થજો,
તેની પાસે ધીમેથી વાત કરજો.

---

## 4 The New Kite-નવો પતંગ.

New-ન્યુ-નવો  Kite-કાઇટ્-પતંગ.  Kesu-કેસુ-'કેસવ'નું ટુંકું રૂપ છે.
Come-કમ્-આવ.  Vittoo-વિટ્ટુ-"વિઠલ" નું ટુંકું રૂપ છે.

---

નોટ:-૧ To get-મેળવવું. To get big-મોટા થવું. To get home-ઘેર પહોંચવું.
૨ Make-મેઇક્-બનાવવું.  Made-મેઈડ્-બનાવ્યું.
૩ Give-ગિવ્-આપવું.  Gave-ગેઈવ્-આપ્યું.
૪ See-સી-જોવું.  Saw-સૉ-જોયું.

Let us go-ચાલો આપણે જઈએ. Us-અસ્-આપણને, અમને.
Will be-વિલ બી-થશે. It-ઇટ્-અહીં અર્થ વગરનો છે.
Dark-ડાર્ક્-અંધારું. Want-વૉન્ટ્-ઇચ્છું છું, માગુ છું.
To get home-ઘેર પહોંચવાને. Very well-વેરિ વેલ-બહુ સારું.
With-વિથ્-જોડે, સાથે. I will come with you-તમારી જોડે આવીશ.
Will do-વિલ્ ડુ-કરશો. To fly-ટુ ફ્લાય્-ઉડાવવાને
Gave-ગેવ-આપ્યો. Never-નેવર્-કદી નહિ.
Saw-સૉ-જોયો. Never saw-કદી જોયો નહિ.
Brother-બ્રધર્-ભાઇ. To me-મને. Yesterday-યસ્ટર્ડે-ગઈ કાલે
Made-મેઇડ્-બનાવ્યો. Good-ગૂડ્-સારો. Paper-પેપર્-કાગળ
Nice-નાઇસ્-સુંદર, મઝેનું. Very-વેરિ-ઘણું. Fine-ફાઇન્-સુંદર.
Tail-ટેઇલ્-પૂંછડી. Have you-હૅવ યુ-તમારી પાસે છે?
Ball-બૉલ્-દડો. A big ball of string-દોરીનો મ્હોટો દડો
Strong-સ્ટ્રૉન્ગ્-મજબૂત. Break-બ્રેક્-તુટવું. Will break-તુટશે.
Can fly-કૅન્ ફ્લાય્-ઉડી શકે છે. Very high-વેરિ હાઈ-બહુ ઉંચે.
High-હાઈ-ઉંચે. Make-મેઈક્-બનાવવું.
Make it fly-ઉડાવવો, (ઉડતો બનાવવો). Over-ઓવર્-ઉપર, ઉંચે
River-રિવર્-નદી. Stand-સ્ટૅન્ડ્-ઉભા રહેવું, ઉભાડું.
Will stand behind-પાછળ ઉભો રહીશ.

કેસુ—આવો, વિઠુ, ચાલો આપણે ઘેર જઇએ. થોડીવારમાં અંધારું થશે. હું જલ્દી ઘેર જવા ઇચ્છું છું.

વિઠુ—બહુ સારું, કેસુ. હું તમારી જોડે આવીશ. ઘેર તમે શું કરશો?

કેસુ—હું મારો નવો પતંગ ઉડાવવા ઈચ્છું છું.

વિઠુ—તમને પતંગ કોણે આપ્યો? મેં તે કદી જોયો નહિ.

કેસુ—મારા ભાઇએ તે મને ગઈ કાલે આપ્યો. તેણે તે બનાવ્યો (છે) તેણે તે

સારા કાગળનો બનાવ્યો (છે). તે બહુ સુંદર પતંગ છે. તેને એક સુંદર પુંછડી છે.

વિઠ્ઠુ—તમારી પાસે કંઇ દોરી છે ?

કેશુ—અરે હા ! મારી પાસે દોરીનો એક મ્હોટો દડો છે. તે સારી મજબૂત દોરી છે. તે તૂટી જશે નહિ. મારો પતંગ બહુ ઉંચે ઉડી શકે છે. હું તે નદી પર ઉંચે ઉડાવીશ.

વિઠ્ઠુ—હું પાછળ ઉભો રહીશ, અને તમારા તરફ નજર રાખીશ.

---

## 5 The Mango-કેરી.

| | |
|---|---|
| Mango-મૅન્ગો-કેરી. | Mangoes-મૅન્ગોઝ્-કેરીઓ. |
| Brother-બ્રધર્-ભાઈ. | Ripe-રાઇપ્-પાકું, પાકી. |
| These-ધીઝ્-આ ( બહુવચન ). | Quite-કવાઈટ્-તદ્દન,સાવ,બીલકુલ |
| Full of-ફુલ્ ઑફ્—થી ભરેલી. | Sweet-સ્વીટ્-મીઠું, મધુર |
| Juice-જ્યુસ્-રસ. | How-હાઉ-કેવી રીતે, કેમ. |
| Know-નો-જાણવું, | Do you know-તમે જાણો છો ? |
| That-ધૅટ્-તે, પેલો. | Look-લૂક-દેખાય છે. |
| Feel-ફીલ્-લાગે છે. | Smell-સ્મેલ્-ગંધ આપવી. |

Do smell-ગંધ આપે છે જ (Do ભાર બતાવવા માટે વપરાયોછે.)

| | |
|---|---|
| Very nice-બહુ મઝેની, | Must-મસ્ટ્-જોઇએ. |

---

નોટ:-૧ Much-ઘણું ( એકવચન ) Many-ઘણા ( બહુવચન ).
How much-કેટલું. How many-કેટલા.

૨ They-તેઓ. Them-તેમને. Their-તેઓનું.

૩ સામાન્ય રીતે "l" પછી "k" આવે ત્યારે "l" નો ઉચ્ચાર થતો નથી. જેમકે stalk સ્ટૉક્, talk ટૉક્, walk વૉક્.

૪ Small-સ્મૅાલ્-નાનું. Smell-સ્મેલ્-ગંધ આપવી.

Must be-મસ્ટ્ બી-હોવી જોઇએ.

How many-હાઉમૅનિ-કેટલા. Many-મૅની-ઘણા.

Leaves-લીવ્ઝ-પાંદડાં. Stalk-સ્ટૉક-ડાખળી.

There-(અહીં અર્થ વગરનો છે). Leaf-લીફ્-પાંદડું.

Only-ઓન્લિ-ફક્ત. No leaf-એકે પાંદડું નહિ.

Why-વ્હાય્-શા માટે? Has it no leaf-તેને એકે પાંદડું નથી.

Fallen-ફૉલન્-પડેલું. Has fallen-પડી ગયું છે.

Off-ઑફ્-પરથી. May I eat? હું ખાઉં?

Eat-ઈટ્-ખાવું One of these mangoes-આ કેરીમાંની એક.

You may eat one-તમે (ભલે) એક ખાઓ.

If-ઈફ્-જો, તો. You like-તમને ગમે-પસંદ પડે, તમારી ઇચ્છા હોય.

Like-લાઇક્-ને ગમવું-પસંદ પડવું, ઇચ્છવું, ચાહવું.

Sit down-સિટ્ ડાઉન-નીચે બેસો Sit-સિટ્-બેસવું.

Down-ડાઉન્-નીચે. Taste-ટેસ્ટ્-સ્વાદ આપવો.

Does it taste-તે સ્વાદ આપે છે? Thank-થૅન્ક્-આભાર માનવો.

Thank you-તમારો આભાર માનું છું.

Tastes-ટેઇસ્ટસ્-સ્વાદ આપે છે. I like-મને ગમે છે.

Did get-ડિડ્ ગેટ્-મેળવી. Picked-પિક્ડ્-તોડી, ચૂંટી.

Tree-ટ્રી-ઝાડ. Garden-ગાર્ડન્-વાડી.

Our-અવર્-આપણી, અમારી. Are there-ત્યાં છે?

Any more mangoes-કંઈ વધારે કેરીઓ.

Other-અધર્-બીજી. Green-ગ્રીન્-લીલી. Fit-ફિટ્-લાયક, યોગ્ય.

Fit to eat-ખાવાને યોગ્ય. Them-ધેમ્-તેમને.

Must not pick them-તેમને તોડવી જોઇએ નહિ.

Do not eat-ખાતા નહિ. ખાશો નહિ.

Will get ill-માંદા પડશો. Ill-ઈલ્-માંદું, બિમાર.

Die-ડાઇ-મરી જવું. May die-( કદાચ ) મરી જાઓ.

**છોકરો**—અહીં ત્રણ સુંદર કેરી છે.

**ભાઇ**—આ કેરી પાકી છે?

**છોકરો**—હા, તે તદ્દન પાકી છે અને મધુર રસથી ભરેલી છે.

**ભાઇ**—તે તમે કેમ જાણો છો?

**છોકરો**—તે પાકી દેખાય છે, અને તે પાકી લાગે છે અને તે પાકેલ જેવી સુગંધ આપે છે.

**ભાઇ**—હા, તેની સુગંધી બહુ મઝેની આવે છે જ. તે પાકી હોવી જોઈએ.

**છોકરો**—તમે કેટલા પાંદડાં દેખી શકો છો?

**ભાઇ**—હું બે પાંદડાં દેખી શકું છું દરેક કેરીને ડાખળી છે. ત્રણ કેરી છે અને ત્રણ ડાખળી છે. પણ ફક્ત બેજ પાંદડાં છે. એક ડાખળીપર એક પાંદડું નથી. તેને શા માટે એકે પાંદડું નથી?

**છોકરો**—ડાખળી પરનું પાંદડું ખરી પડ્યું છે.

**ભાઇ**—આ કેરીમાંથી એક હું ખાઉં?

**છોકરો**—હા, જો તમને ગમે તો એક ખાઓ. અહીં આવો નીચે બેસો અને તે ખાઓ. તેનો સ્વાદ મઝેનો આવે છે?

**ભાઇ**—હા, તમારો ઉપકાર માનું છું. તે બહુ મઝેનો સ્વાદ આપે છે. મને આ કેરી ગમે છે. તમે તે ક્યાં મેળવી?

**છોકરો**—આપણી વાડીમાં એક ઝાડ પરથી મેં તે તોડી લીધી.

**ભાઇ**—ઝાડ પર કંઈ વધારે પાકી કેરી છે?

**છોકરો**—ના. ઝાડપરની બીજી કેરીઓ લીલી ( કાચી ) છે. તે હજુ પાકી નથી. તે ખાવા લાયક નથી. આપણે તેને તોડવી ન જોઇએ.

લીલી કેરી ખાતા નહિ;
જો તમે ખાશો તો માંદા પડશો,
જો તમે માંદા પડશો, તો ( કદાચ ) મરી જશો.

# 6 The Knife-છરી.

Knife-નાઇફ્-છરી, ચપ્પુ. What a nice knife-કેવી સુંદર છરી
Cut-કટ્-કાપવું. Can cut-કૅન્ કટ્-કાપી શકે છે.
Mend-મેન્ડ્-સુધારવું, ઘડવું, છોલવું. Pencil-પેન્સિલ્-સીસાપેન.
Hard-હાર્ડ્-કઠણ; સખ્ત. Sharp-શાર્પ્-ધારવાળું, તીક્ષ્ણ.
Blades-બ્લેઇડઝ્-ચપ્પાના પાના. Open-ઓપન્-ઉઘાડું, ખુલ્લું.
Shut-શટ્-બંધ કરો. Cannot see-જોઈ શકો નહિ.
Sort-સૉર્ટ્-જાત. What sort-કઇ-કેવી જાત.
Has it ?-તેને છે ? Bone-બૉન્-હાડકાનો
Penknife-પેન્ નાઇફ્-ચપ્પુ. Steel-સ્ટીલ-પોલાદ.
Often-ઑફન્-વારંવાર. With it-વિથ્ ઇટ્-તેના વડે.
We call it-અમે તેને કહીએ છીએ. Steel pen-પોલાદની કલમ
Quill-ક્વિલ્-પીંછું. Quill pen-પીંછાની કલમ.
Cannot cut-કાપી શકતું નથી. Soft-સૉફ્ટ્-નરમ, પોચું.
Please-પ્લીઝ્-મહેરબાની કરીને. Please-પ્લીઝ્-ખુશી કરવું.
Give me-ગિવ્ મી-મને આપો. Myself-માઇસેલ્ફ્-હું પોતે.
I want it myself-મારે પોતાને તે જોઇએ છે.
Ask-આસ્ક્-પૂછવું, કહેવું. Your-યૉર્-તમારા.
To buy-ટુ બાય્-ખરીદવાનું. To buy you one-તમારે માટે એક ખરીદવાનું
Like-જેવું. Did buy-ડિડ્ બાય્-ખરીદ્યું.

---

નોટ:-૧ કોઇ શબ્દમાં જ્યારે "k" ની પછી "n" હોય, ત્યારે "k" નો ઉચ્ચાર થતો નથી. જેમકે know-નો-જાણવું. knife-નાઈફ્-છરી.

૨ Cut-કટ્-કાપવું, Cut-કટ્-કાપ્યું. Shut-શટ્-બંધ કરવું. Shut-શટ્-બંધ કર્યું. Hurt-હર્ટ્-ઈજા કરવી. Hurt-હર્ટ્-ઇજા કરી

૩ Buy-બાય્-ખરીદવું. Bought-બૉટ્-ખરીદ્યું.

Bought–બૉટ્–ખરીદ્યું. Shop–શૉપ્–દુકાન. To pay–ટુ પે–પૈસા આપવા.
To pay for–ની કીંમત આપવી. Did pay for–કીંમત આપી.
Paid–પેઇડ્–પૈસા આપ્યા, કીંમત આપી. Eight–એઈટ્–આઠ.
Annas–આનાઝ્–આના. For it–તેને વાસ્તે.
Told–ટોલ્ડ–કહ્યું. So–સો–એમ. Himself હિમ્સેલ્ફ્–પોતે.
Told so himself–પોતે એમ કહ્યું–કહેતા હતા.
Now–નાઉ–હવે. Must go–મસ્ટ્ ગો–જવું જોઈએ.
Late–લેઇટ્–મોડું, અસુર. Must go to bed–સુઇ જવું જોઇએ.
Learn–લર્ન્–શીખવું. To read–ટુ રીડ્–વાંચવાનું.
Lie–લાઇ–જૂઠું, અસત્ય. Must not tell–કહેવું જોઇએ નહિ.
Hurt–હર્ટ–ઇજા કરવી. નુકશાન કરવું. Anybody–ઍનિબડી–કોઈ માણસ.
Body–બૉડિ–શરીર.

કેસુ—જુઓ આ મારું નાનું ચપ્પુ છે.
ગોપુ—કેવું સુંદર ચપુ ! તે કાપી શકે છે ?
કેસુ—અરે હા ! તે દોરી કાપી શકે છે. તે કાગળ કાપી શકે છે.
ગોપુ—તે પેન્સીલ છોલી શકે છે ?
કેસુ—હા. પેન્સીલ કઠણ હોય છે, પણ મારું ચપ્પુ તે કાપી શકે છે. તેને એક હાથો અને ત્રણ ધારવાળા પાના છે. તે ઉઘાડું છે અને તમે ધારવાળા પાના જોઇ શકો છો. જો તમે તે બંધ કરો તો પાના જોઈ શકે નહિ.
ગોપુ—તેને કેવી જાતનો હાથો છે ?
કેસુ—તેને હાડકાનો હાથો છે. પાના પોલાદના (પાના) છે.
ગોપુ—આ છરીનું મને નામ કહો.
કેસુ—તે કલમ કાપી શકે છે, અને હું વારંવાર તેનાથી કલમ ઘડું છું. અમે તેને કલમ ઘડવાનું ચપ્પુ (પેન્ નાઇફ્) કહીએ છીએ.
ગોપુ—તે પોલાદની કલમ કાપી શકે છે ?

કેસુ—ના, હું તેનાથી પીંછાની કલમ ઘડી શકું છું. પણ તે પોલાદ કાપી શકતું નથી. પોલાદ બહુ કઠણ હોય છે. પીંછું બહુ નરમ હોય છે.

ગોપુ—મહેરબાની કરીને આ ચપ્પુ મને આપો.

કેસુ—ના હું આ ચપ્પુ તમને આપી શકતો નથી. મારે પોતાને તે જોઇએ છે. તમારા બાપને તેના જેવું એક તમારા માટે ખરીદવાનું કહો.

ગોપુ—આ સુંદર ચપ્પુ તમે કયાં ખરીદયું ?

કેસુ—બાપાએ ગઈ કાલે દુકાને ખરીદ્યું.

ગોપુ—તેણે તેની શી કિંમત આપી ?

કેસુ—તેણે તેના આઠ આના આપ્યા. એમ તે પંડે કહેતા હતા. હવે તમારે ઘેર જવું જોઇએ. બહુ મોડું થયું છે. મારે સૂઇ જવું જોઇએ.

મારે વાંચવાનું શીખવું જોઈએ.
મારે લખવાનું શીખવું જોઇએ.
મારે જૂઠું બોલવું ન જોઇએ.
મારે કોઇને ઈજા કરવી ન જોઇએ.

---

## 7 The Cow-ગાય.

Govind-ગોવિંદ  Calf-કાફ્-વાછરડું. Woman-વુમન્-સ્ત્રી, બૈરી.
Milkman-મિલ્ક્મૅન્-દૂધવાળો.  Ground-ગ્રાઉન્ડ્-જમીન.
Is milking-ઇઝ્ મિલ્કિંગ્-દોહે છે. Into-ઈન્ટુ-અંદર,
What are they for-તે શા માટે છે ? Full of-ફુલ્ ઑફ્-થી ભરેલા
Will get-થશે. Pour-પોર્-રેડવું. Will pour-વિલ્પોર્-રેડશે.
Those-ધોઝ્-તે ( બહુવચન )  When-વ્હેન્-કયારે

---

નોટ:-૧ Himself ( નરજાતિ ) Herself ( નારીજાતિ ) Itself ( નાન્યતર જાતિ) બધાનો અર્થ પંડે, જાતે, પોતે થાય છે.

૨ Mine-મારૂં. Yours-તમારૂં. Ours-અમારૂં Hers-તેણીનું.

Does come-આવે છે. Every-એવ્રી-દરેક.
Every morning-દરરોજ સવારે. Morning-મૉર્નિંગ્-સવાર.
To milk-ટુ મિલ્ક્-દોહવાને. Goes-ગોઝ્-જાય છે.
Round-રાઉન્ડ્-ચારેતરફ. From-ફ્રૉમ્-માંથી.
From house to house-એક ઘેરથી બીજે ઘેર. ઘેર ઘેર.
To sell-ટુ સેલ્-વહેંચવાને That woman—તે પેલી સ્ત્રી.
Standing-સ્ટૅન્ડિંગ્-ઉભતી, ઉભી. Where has she come from-તેણી [ ક્યાંથી આવી છે ?
Has come-હૅઝ્ કમ્-આવી છે
Does she want-તેણીને જોઈએ છે. Out-આઉટ્-બહાર.
Out of-માંથી. For herself-ફૉર્ હરસેલ્ફ્-પોતાને માટે.
Herself-પોતે, પંડે, જાતે ( નારીજાતિ ) Away-અવે-દૂર.
Nose ring-નોઝ્ રિંગ્-નાકની વાળી. Nose-નોઝ્-નાક.
Is eating-ઈઝ્ ઇટીંગ્- ખાય છે. Basket-બાસ્કેટ-ટોપલી.
Its-ઈટ્સ્-તેનું. Head-હેડ્-માથું. Underneath-અન્ડરનીથ્-નીચે
Is trying-ઈઝ્ ટ્રાઇંગ્-કોશીશ-પ્રયત્ન કરે છે. For itself-પોતાને માટે.
Itself-ઇટ્સેલ્ફ્-પોતે, પંડે ( નાન્યતરજાતિ ) Drink-ડ્રિંક્-પીવું.
Will milk-દોહશે. From-ફ્રૉમ્-પાસેથી.
Does eat and drink-ખાય પીએ છે.
Grass-ગ્રાસ-ઘાસ. Bran-બ્રાન્-થુલું, કુશકી, ફોતરાં.
Beans-બીન્સ્-કઠોળ. Straw-સ્ટ્રૉ-પરાળ, ભાલાં.
Clear-ક્લીઅર્-ચોકખું, શુદ્ધ. Cold-કોલ્ડ્-ઠંડું.
Water-વૉટર્-પાણી. Tie-ટાઈ-બાંધવું,
Did tie-બાંધ્યું. Hind-હાઇન્ડ્-પાછલા. Legs-લેગ્ઝ્-પગ.
Together-ટુગેધર્-સાથે, ભેગા. Tied-ટાઈડ્-બાંધ્યું.
To keep-ટુ કીપ્-રાખવું. To keep from-અટકાવવું, રોકવું.
Kicking-કિકિંગ્ લાત મારતાં. Kick-કિક્-લાત મારવી.

Upset-અપ્સેટ્-ઉંધું વાળવું. May upset-ઉંધું વાળે.
Or-ઑર્-અથવા, કે. How much-હાઉમચ્-કેટલું.
Does give-આપે છે. Four-ફોર્-ચાર.
Seers-શેર્સ્-રતલ. શેર. Evening-ઈવ્નિંગ્-સાંઝ.
Again-અગેન્-ફરીથી. પાછું. Horns-હૉર્નસ્ શીંગડાં.
Do you not (see) તમે જોતા નથી? Use-યુસ્-ઉપયોગ.
Of what use-શા કામના, શા ઉપયોગના, શા ખપના.
Fight-ફાઇટ્-લડવું. With them-વિથ્ ધેમ્-તેમનાવડે.
May try-કોશીશ કરે. Short-શૉર્ટ-ટુંકા.
Fast-ફાસ્ટ્-ઝડપથી. Mine-માઇન્-મારૂં. Yours-યૉર્સ્-તમારૂં.
White-વ્હાઇટ્-સફેદ, ધોળા. Every one-એવ્રી વન-દરેક જણ.
Young—યન્ગ્-ન્હાનું જુવાન.

ગોવિંદ—આ ચિત્રમાં શું છે? મને કહો.

વિઠુ—હું એક ગાય અને વાછરડું અને એક માણસ અને એક બૈરી જોઇ શકું છું. માણસ કોણ છે? તે શું કરે છે?

ગોવિંદ—તે એક દૂધવાળો છે. તે ગાય તેની (ગાય) છે તે જમીનપર બેઠો છે, અને ગાયને પોતાના જમણા હાથ વડે દોહે છે.

વિઠુ—તે પોતાના ડાબા હાથ વડે શું કરે છે?

ગોવિંદ—તેણે પોતાના ડાબા હાથમાં એક ઘડો પકડયો છે.

વિઠુ—દૂધવાળાની નજદીક જમીન પર હું બે ચીજ જોઈ શકું છું. તે શું છે, અને તે શા માટે છે?

ગોવિંદ—ત્યાં એક મોટો ગોળ ઘડો છે, અને તેની નજદીક એક નાનો ઘડો છે. દૂધવાળો ઘણા મોટા વાસણમાં દોહે છે. તે દૂધથી ભરેલું થશે. પછી તે દૂધ તે બે વાસણમાં રેડશે.

વિઠુ—દૂધવાળો અહીં ક્યારે આવે છે?

ગોવિંદ—તે અહીં રોજ સવારે ગાયને દોહવાને આવે છે. તે પોતાની

ગાયને દોહવાને અને દૂધ વહેંચવાને ચારેતરફ ફેરફેર જાય છે.

**વિઠુ**—ત્યાં ઉભેલી સ્ત્રી કોણ છે? તે કયાંથી આવી છે? તેને શું જોઇએ છે?

**ગોવિંદ**—તેણી ગાય પાછળના મકાનમાંથી આવી છે. તેણી પોતાને માટે થોડું દૂધ મેળવવાને આવી છે. જમીનપરનું તે નાનું વાસણ તેનું છે. દૂધવાળો તે દૂધથી ભરશે અને તેણી તે લઈ જશે તેણીના કાંડાપર બંગડી, નાકમાં નથ, અને કાનમાં એરિંગ છે.

**વિઠુ**—ગાય શું કરે છે?

**ગોવિંદ**—ગાય જમીન પરની ટોપલીમાંથી ખાય છે.

**વિઠુ**—વાછરડું શું કરે છે?

**ગોવિંદ**—વાછરડુ પોતાનું માથું તેની માની નીચે મૂકે છે. તે પોતાને માટે થોડું દૂધ મેળવવા પ્રયત્ન કરી રહ્યું છે.

**વિઠુ**—વાછરડાને કંઇ દૂધ મળશે?

**ગોવિંદ**—હા. દૂધવાળો પોતાનું વાસણ દોહીને દૂધથી ભરશે. પછી તે વાછરડાને તેની મા પાસેથી થોડું દૂધ પીવા દેશે.

**વિઠુ**—ગાય શું ખાય પીએ છે?

**ગોવિંદ**—તે ઘાસ, અને કડોળ, અને થુલું અને છાલાં ખાય છે તે ચોકખું ઠંડું પાણી પીએ છે.

**વિઠુ**—દૂધવાળાએ તેના પાછલા પગ શા માટે સાથે બાંધ્યા?

**ગોવિંદ**—તેને લાત મારતાં અટકાવવાને તેણે તેમને સાથે બાંધ્યા. જો તે લાત મારે, તો તે (કદાચ) દૂધનું વાસણ ઉંધું વાળે અથવા દૂધવાળાને ઇજા કરે.

**વિઠુ**—ગાય કેટલું દૂધ આપે છે?

**ગોવિંદ**—આ ગાય દર રોજ ચાર રતલ દૂધ આપે છે. સવારમાં બે રતલ

---

આ રૂપોની પછી નામ વપરાતું નથી.

3 This—આ. These—આ (બહુવચન).

That—તે, પેલું (એકવચન). Those—થોઝ—તે, પેલા, (બહુવચન)

તે આપે છે, અને સાંજે પાછા બે રતલ આપે છે. તમે ગાયના માથાપર બે શીંગડાં જુઓ છો. તમે નથી જોતા (નહિ વારૂ)? તે ગાયને કંઇ ખપના છે?

વિદ્દુ—હું શીંગડાં જોઈ શકું છું. તે શા ઉપયોગના છે?

ગોવિંદ—ગાય તે વડે લડી શકે છે. કોઇ માણસ તેને અથવા તેના વાછરડાને ઇજા કરવા કોશીશ કરે. ત્યારે તે પોતાના શીંગડાં વડે લડશે. તેના પગ ટુંકા છે અને તે વધારે ઝડપથી દોડી શકતી નથી. પણ તે પોતાની જાતને અને પોતાના નાના વાછરડાને પોતાના શીંગડાં વડે સહીસલામત રાખી શકે છે.

આ ઘડો (વાસણ) મોટો છે, તે ઘડા નાના છે.

આ ચોપડીઓ મારી છે, પેલી ચોપડીઓ તમારી છે.

દૂધ મઝાનું અને સફેદ અને મીઠું છે.

દરેક જણને દૂધ પીવાનું ગમે છે.

આપણે નાની ગાયને વાછરડું કહીએ છીએ.

ગાય પોતાના વાછરડાની સંભાળ લે છે.

---

## 8. The Horse-ઘોડો.

Horse-હૉર્સ્-ઘોડો.
Look at him-તેના તરફ જુઓ.
Hair-હે'ર્-વાળ.
Strong-સ્ટ્રૉન્ગ્-જોરાવર, બળવાન.
Can carry-કૅન્ કૅરી-ઉપાડીને લઈ જઇ શકે છે.
Back-બૅક્-પીઠ, વાંસો.
Neck-નેક્-ગરદન.
Can hear-કૅન્ હીઅર્-સાંભળી શકે છે.
Very well-બહુ સારી રીતે.
Like-લાઈક્-પેઠે, જેમ.
Tall-ટૉલ્-ઉંચો.
May I ride-મે આઈ રાઇડ્-હું સ્વાર થઉં?
Ride-રાઇડ્-સ્વારી કરવી, ઘોડે બેસવું.

Your–યૉર્–તમારૂં તમારો.
Get on–ગેટ્ ઑન્–ચડો,
Ride–રાઇડ્–સ્વારી.
Afraid–અફ્રેઇડ્–બીધેલ.
Please–પ્લીઝ્–મહેરબાની કરીને
Do not let run–દોડવા દેતા નહિ.
May fall–પડી જઉ.
Is walking–ઇઝ્ વૉકિંગ્–ચાલે છે.
Black–બ્લૅક્–કાળો.
Rider–રાઈડ્ર–સ્વારી કરનાર, સ્વાર.

Have–હૅવ્–મેળવો.
Am holding–પકડી રાખું છું.
Do not be afraid–બીહતા નહિ.
Tight–ટાઇટ્–સજ્જડ, મજબૂત રીતે.
How fast–કેટલી ઝડપથી..
Fine–ફાઈન્–સુંદર
Knows નોઝ્–જાણેછે, ઓળખેછે.
Get up–ગેટ્ અપ–ઉભા થાઓ, ઉઠો.

માણસ–અહીંઆ મારો ઘોડો છે. તેના તરફ નજર કરો. તેને લાંબા પગ અને વાળની એક લાંબી પૂછડી છે. તે બહુ જોરાવર છે. તે બહુ ઝડપથી દોડી શકે છે. તે ઘણે દૂર પોતાના પીઠપર માણસને લઈ જઈ શકેછે તેને એક લાંબી ગરદન, એક નાનું માથું અને નાના કાન છે, અને તે સારી રીતે સાંભળી શકે છે. તે ગાયની પેઠે ઠુંકા નથી. તે ઉંચો છે.

છોકરો–હું તમારા ઘોડાપર બેસું?

માણસ–હા. તેની પીઠપર ચડો અને સ્વારી કરો. હું તમને ઉપર પકડી રાખુછું. બહીતા નહિ.

છોકરો–મહેરબાની કરીને મને સજ્જડ પકડી રાખજો. તેને બહુ દોડવા દેતા નહિ. હું પડી જઈશ. કેટલી ઝડપથી તે ચાલે છે?

આ એક સુંદર કાળો ઘોડો છે.
ઘોડો બહુ ઝડપથી દોડી શકે છે.
ઘોડો પોતાના સ્વારને ઓળખે છે.
ઉઠો. મજબૂત રીતે પકડો. ઝડપથી ચાલો.

# 9. The Chair-ખુરશી.

Chair-ચેર્-ખુરશી.
Ground-ગ્રાઉન્ડ્-જમીન, ભૂમિ.
Wet-વેટ્-ભીની, ભેજવાળી.
Cane-કેઈન્-નેતર.
Thin-થિન્-પાતળા.
Thick-થિક્-જાડા.
Cane-કેઇન-નેતરની
Soft-સોફ્ટ્-સુંવાળી, પોચી, નરમ.
Whose-હુઝ્-કોની.
May be-મે બી-હોય.
I do not get wet-હું ભીનો ન થઉં [મને ભેજ ન લાગે.
Bits-બિટસ્-ટુકડા.
Seat-સીટ્-બેઠક, બેસવાની જગ્યા.
Feels-ફીલ્સ-લાગે છે.
Pain-પેઈન્-દરદ.
Got wet-ગૉટ્ વેટ્-ભેજ લાગ્યો, ભીનો થયો. But-બટ્-પણ.
Will buy-વિલ્ બાય્-ખરીદીશ.
What will it cost-શી કીંમત પડશે ?
Must pay-આપવા જોઇએ.
Wooden-વુડન્-લાકડાની,
Stronger-સ્ટ્રૉન્ગર્-વધારે મજબૂત.
Arms-આર્મ્સ્-હાથ.
Rupees-રૂપીઝ્-રૂપીઆ.
Hard-કઠણ.
Also-ઑલ્સો-પણ, વળી.

**રામ**—આ એક સુંદર ખુરશી નથી ? તે કોની છે ?

**ગોવિંદ**—આ મારી ખુરશી છે. હું તેનાપર બેસું છું. કેટલાક માણસો જમીનપર બેસે છે. જમીન ભીની હોય તો હું ખુરશીપર બેસું, તો ભીનો ન થાઉં.

**રામ**—આ કેવી જાતની ખુરશી છે?

**ગોવિંદ**—તે નેતરની ખુરશી છે. પીઠમાં નેતરના પાતળા કકડા છે, પાયા નેતરના જાડા ટુકડા છે. બેઠક નેતરની છે. તે નરમ લાગે છે.

---

નોટઃ-૧ Thin-પાતળું. Thick-જાડું.
Soft-નરમ, પોચું. Hard-કઠણ-સખત.

રામ—મારી પીઠમાં દરદ છે. હું ઘેર જમીનપર બેઠો અને ભેજ લાગ્યો.
ગોવિંદ—મારી ખુરશીપર બેસો. તમારી પાસે ઘેર ખુરશી છે?
રામ—ના. પણ હું એક ખરીદીશ. તેની કિંમત શું પડશે?
ગોવિંદ—સારી ખુરશીને માટે તમારે બે કે ત્રણ રૂપીઆ આપવા જોઇએ.
કેટલીક ખુરશી લાકડાની હોય છે. લાકડું કઠણ લાગે છે,
પણ તે નેતર કરતાં વધારે મજબૂત છે.
ખુરશીને પીઠ અને બેઠક અને પાયા હોય છે.
કેટલીક ખુરશીને હાથા પણ હોય છે.

---

## 10. I will.

Will obey–વિલ્ ઓબે–કહ્યું માનીશ. હુકમ માનીશ.
Sister–સિસ્ટર્–બહેન.
Every one–એવરી વન્–દરેક જણ.
Will speak–વિલ્ સ્પીક્–બોલીશ.
Softly–સૉફ્ટલી–કોમળતાથી.
Gently–જેન્ટલી–નમ્રતાથી.
Will pray–વિલ્ પ્રે–પ્રાર્થના કરીશ.
Every day–રોજ, દરરોજ.
Will ask–વિલ્ આસ્ક્–અરજ કરીશ.
To take care of me–મારી સંભાળ લેવાને.
Steal–સ્ટીલ્–ચોરી કરવી.
Word–વર્ડ્–શબ્દ.
Will use–વાપરીશ.
Bad words–ખરાબ શબ્દો.અપશબ્દો.
Try to do right–ખરૂં (કામ) કરવા પ્રયત્ન કરો.
True–ટ્રુ સાચું.

1 હું મારા પિતા અને માતાનું કહ્યું માનીશ.
2 હું બાપ, મા, બ્હેન, અને ભાઇને ચાહીશ.
3 હું ઘરમાં દરેક જણ તરફ માયાળુ થઇશ.

4 હું દરેક જણ પાસે કોમળતાથી અને નમ્રતાથી બોલીશ.
5 હું રોજ ઈશ્વરની પ્રાર્થના કરીશ.
6 મારી સંભાળ લેવા હું ઈશ્વરને પ્રાર્થના કરીશ.
1 હું જૂઠું બોલીશ નહિ.
2 હું ચોરી કરીશ નહિ.
3 હું ખરાબ શબ્દો વાપરીશ નહિ.

ખરૂં (વ્યાજબી) કામ કરવા પ્રયત્ન કરો, સાચા થવા પ્રયત્ન કરો.
જો તમે દરેક જણને ચાહશો, તો દરેક જણ તમને ચાહશે.

---

## 11. The Bullock Cart–બળદગાડી.

Bullock–બુલક્–બળદ. Cart–કાર્ટ્–ગાડું, ગાડી.
Inside–ઈન્સાઈડ્–અંદરની બાજુએ. Cartman–કાર્ટ્મૅન્–ગાડાવાળો.
Turban–ટર્બન્–પાઘડી. Drives–ડ્રાઈવ્ઝ્–હાંકે છે.
Makes go–જતી કરે છે. ચલાવે છે.
What makes the cart go ?–ગાડી શાથી ચાલે છે ?
Pulls–પુલ્સ્–ખેંચે છે. Along–એલોન્ગ્–આગળ, અગાડી.
Wheels–વ્હીલ્સ્–પૈડા. Side–સાઈડ્–બાજુ, પડખું.
Road–રોડ્–રસ્તો. Is standing–ઇઝ્ સ્ટૅન્ડિંગ–ઉભી છે.
Still–સ્ટિલ્–સ્થિર. Street–સ્ટ્રીટ્–મ્હોલ્લો, રસ્તો.
Lives–લિવ્ઝ્–રહે છે. Far away–ઘણે દૂર.
Wanted to see–મળવા–જોવાની ઇચ્છા થઈ. Four–ફોર્–ચાર

---

નોટઃ–૧ Outside–બહારની બાજુએ. Inside–અંદરની બાજુએ.
૨ Get inside–અંદર દાખલ થવું. Get up–ઉઠવું, ઉભા થવું.
Get on–ચડવું. Get out–બહાર નીકળવું. Get at–સમજવું.

Bring- બ્રિન્ગ્-લાવવું.
Very soon-થોડીવારમાં.
Outside-આઉટ્સાઈડ્-બહારની બાજુએ-બહાર.
Top-ટૉપ્-મથાળું, છત્ર.
Put-પુટ્-મૂકી.
(With) thin ropes-પાતળા દોરડા વડે.
Rain-રેઇન્-વરસાદ.
Cool-કૂલ્-ઠંડું.
How does drive-કેવી રીતે હાંકે છે.
String-સ્ટ્રિંગ્-દોરી.
End-એન્ડ્-છેડો.
Stops-સ્ટૉપ્સ્-અટકે છે.
Whip-વ્હીપ્-ચાબુક.
Taller-વધારે ઉંચો.
Hoof-હૂફ્-ખરી.
Pieces-પીસીસ્-ટુકડા.

Talking-ટૉકિંગ્-વાત કરતો
Is waiting for-ઇઝ્ વેઇટિંગ્ ફૉર-નીરાંત જુએ છે.
Bent-બેન્ટ્-વાંકીવાળી.
Tied on to-ની સાથે બાંધી.
Keeps off-દૂર રાખે છે.
Cannot get inside-અંદર દાખલ થઇ શકે નહિ.
Dry-ડ્રાય-સુકું.
Is put-મૂકી છે.
Through-થ્રુ-માં થઇને, (આરપાર)
When-વ્હેન્-જ્યારે-ત્યારે.
Whips-વ્હીપ્સ્-ચાબુક મારે છે.
Than-ધૅન્-ના કરતાં
Piece-પીસ્-ટુકડો, કકડો.

**છોકરો**—ગાડીમાં બેઠેલા તે માણસને તમે જુઓ છો?

**બાઇ**—હા, હું તેને ગાડીની અંદરની બાજુએ જોઉં છું. તે કોણ છે? તે શું કરે છે?

**છોકરો**—તે એક ગાડીવાળો. તેને પોતાના માથાપર પાઘડી છે. આ ગાડી તેની છે. તે એક બળદ ગાડી છે. તે બળદને હાંકે છે.

**બાઇ**—ગાડી શાથી ચાલે છે?

**છોકરો**—બળદ ગાડી અગાડી ખેંચે છે. ગાડીને બે મ્હોટા ગોળ પૈડા છે. દરેક બાજુપર એક છે. જ્યારે બળદ ખેંચે છે, ત્યારે પૈડા ગોળ ફરે છે. પછી ગાડી રસ્તા પર દોડે છે. હવે તે રસ્તામાં સ્થિર ઉભી છે.

**બાઇ**—તે અહીં સ્થિર શા માટે ઉભી છે?

**છોકરો**—કોઇ માણસ ઘણે દૂર રહે છે. તેનો એક મિત્ર આ મકાનમાં છે. તેને મળવાની તેની ઈચ્છા થઈ. તેણે ગાડીવાળાને પોતાને અહીં લાવવા સારૂં ચાર આના આપ્યા. અત્યારે તે ઘરમાં પોતાના મિત્રની જોડે વાત કરે છે. થોડીવારમાં તે બહાર આવશે અને આ ગાડીમાં ઘેર જશે. ગાડીવાળો બ્હાર તેની રાહ જુએ છે.

**બાઇ**—ગાડીને કેવું સુંદર છત્ર છે !

**છોકરો**—હા. ગાડીવાળાએ પોતે તે છત્ર બનાવ્યું. તેણે તે નેતર અને સાદડીનું બનાવ્યું. તેણે નેતરને વાળ્યું અને તેના પર સાદડી મૂકી. પાતળા દોરડા વડે તેણે સાદડીને નેતર સાથે બાંધી. તમે નેતર જોઇ શકતા નથી. તે અંદરની બાજુએ છે. સાદડીની ઉપર તમે દોરડાં બહાર જોઈ શકો છો.

**બાઇ**—ગાડીનું છત્ર શા ખપનું છે ?

**છોકરો**—ગાડીનું છત્ર સૂર્ય (ના તાપને) અને વરસાદને દૂર રાખે છે. સૂર્ય (નો તાપ) અને વરસાદ અંદર જઇ શકતા નથી. ગાડીની અંદર ઠંડું અને સૂકું છું.

**બાઇ**—ગાડીવાળો બળદ કેવી રીતે હાંકે છે ?

**છોકરો**—તેણે બળદના નાકમાં થઇને એક દોરી ઘાલી છે. તેણે તેને એક દોરડું બાંધ્યું છે. પોતે દોરડાનો એક છેડો પકડે છે. જ્યારે તે દોરડું ખેંચે છે, ત્યારે બળદ અટકે છે. તેના હાથમાં એક ચાબુક છે. જો બળદ ચાલે નહિ, તો તે તેને ચાબુક મારે છે. પછી તે આગળ દોડી જાય છે.

બળદને ટુંકા પગ હોય છે. ઘોડો બળદ કરતાં વધારે ઉંચો હોય છે. ઘોડાની ખરી એક ટુકડો છે. બળદની ખરી બે ટુકડામાં છે.

## 12. Try to get it–તે મેળવવા યત્ન કરો.

Up–અપ્–ઉપર, ઉંચે. Bird–બર્ડ–પક્ષી. Toy–ટૉય્–રમકડું.
May play–મે–પ્લે–રમો. Put up–પુટ્ અપ્–ઉંચો કરો.
Take–ટેક્–લો. Reach–રીચ્–પહોંચવું.
So high–આટલે ઉંચે. Toe–ટો–પગનો અંગુઠો.
Let it down–નીચું કરો. A little–એ લિટલ્–જરા.
Let go–જવા દેવું. Dear–ડીયર્–વહાલી.

એક નાનો છોકરો અને તેની મા.

**છોકરો**—તમે ઉંચે શું પકડ્યું છે?

**મા**—આ એક નાનું પક્ષી છે.

**છોકરો**—તે ઉડી શકે છે?

**મા**—ના. તે લાકડાનું પક્ષી છે. તે ઉડી શકે નહિ. તે એક રમકડું છે. તમે તેનાથી રમો.

**છોકરો**—મહેરબાની કરીને તે મને આપો.

**મા**—તમારો હાથ ઉંચો કરો અને તે લ્યો.

**છોકરો**—હું આટલે ઉંચે પહોંચી શકતો નથી.

**મા**—તેને પહોંચવાને કોશીશ કરો.

**છોકરો**—હું યત્ન કરૂં છું, પણ મારાથી બની શકતું નથી.

**મા**—તમારા અંગુઠાપર ઉભો અને યત્ન કરો.

**છોકરો**—તે જરા નીચું કરો. હવે તે મારી પાસે છે. તે મારી પાસે મારા હાથમાં છે. હું તેને જવા દઈશ નહિ. હવે આ પક્ષી મારૂં છે?

**મા**—હા. હું તે તમને આપું છું. હવે તે તમારૂં છે.

**છોકરો**—વહાલી મા, હું તમારો આભાર માનું છું!

મા પોતાના નાના છોકરાને ચાહે છે.

---

નોટઃ–૧ Put up–ઉંચું કરવું. Put on–પહેરવું. Put off–ઉતારવું મુલત્વી રાખવું.

## 13. The Cock—કુકડો.

Straight up-સ્ટ્રેઇટ્ અપ્-સીધો, ટટ્ટાર    Straight-સ્ટ્રેઈટ્-સીધું.
Feathers-ફેધર્સ્-પીંછાં.    Red-રેડ્-રાતા.
Yellow-યેલો-પીળા.    Comb-કૉમ્-કલગી.
Wife-વાઈફ્-વહુ, સ્ત્રી.    Children-ચિલ્ડ્રન્-છોકરાં.
Hen-હેન્-મરઘી.    Lays-લેઇઝ્-મૂકે છે.
Eggs-એગ્ઝ-ઇંડાં.    Warm- વૉર્મ્-ગરમ.
Crack-ક્રૅક્-ફાટવું, ચીરાટ પડવી.    Chickens-ચિકન્સ્-મરઘીનાં બચ્ચાં.
All round-ચારે તરફ.    Is picking up-ઉપાડી લે છે.
From the ground-જમીન પર થી    Feels-ફીલ્ઝ્-ખવડાવે છે.
Their-ધેર્-તેઓની.    To pick up-ઉપાડી લેવા.
Food-ફૂડ્-ખોરાક    Early-અર્લિ-વહેલાં.
Wakes up-વેઇક્સ્ અપ્-જાગે છે.    Before-બીફોર્-પહેલાં, અગાઉ
Day light-ડે લાઇટ્-દિવસનું અજવાળું. Begins-બીગિન્સ્-શરૂ થાય છે.
To crow-ટુ ક્રો-કુકરેકુક કરવું.    Say-સે-કહેવું.
Does say-ડઝ્-સે-કહે છે    Open-ઓપન્-ઉઘાડો.
Eyes-આઈઝ્-આંખો.    Rise-રાઇઝ્-ઉઠો.    Light-લાઇટ્-અજવાળું.
Is coming-આવે છે.    Door-ડોર્-દરવાજો. બારણું.
Sun rise-સન્રાઇઝ્-સૂર્યનું ઉગવું.    Morn-મૉર્ન્-સવાર.
East-ઈસ્ટ્-પૂર્વદિશા.
Is born-ઇઝ્ બૉર્ન્-પેદા થયું છે, જન્મ્યું છે.
Singing-સિંગિંગ્-ગાવાનું.    Fresh-ફ્રેશ-તાજું.
Bright-બ્રાઇટ્-ચળકતું, પ્રકાશિત.    Stars- સ્ટાર્સ્-તારા.
Arise-અરાઇઝ્-ઉગે છે.    Dies-ડાઇઝ્-નાશ પામે છે.

કુકડો એક સુંદર પક્ષી છે. તે કેવો ટટ્ટાર ઉભો છે? તેની પૂંછડી તરફ જુઓ. તેની અંદર કેવાં સુંદર લાંબાં પીંછાં છે. તે સફેદ અને કાળાં અને

રાતાં અને પીળાં છે. તેના માથાપર એક સુંદર રાતી કલગી છે.

કુકડાને એક વહુ અને બચ્ચાં છે. વહુ મુરઘી છે. તે ઇંડાં મૂકે છે અને તેમને ગરમ રાખવાને તેનાપર બેસે છે. પછી ઇંડાં ફાટે છે અને નાનાં બચ્ચાં બહાર આવે છે.

ચિત્રમાં તમે મરઘી અને તેની ચારેબાજુ તેના બચ્ચાં જુઓ છો. તે શું કરે છે? મને તમે કહી શકો છો? તે પોતાનાં બચ્ચાં માટે જમીનપરથી ખોરાક ઉપાડી લે છે. તે તેમને ખવડાવે છે. તે તેમની મા છે. તે, પણ, કંઈક ખોરાક ઉપાડી લેવાને યત્ન કરે છે. તે પોતાની માની પેઠે ખોરાક ઉપાડી લે છે.

કુકડો સવારમાં બહુ વહેલો ઉઠે છે તે સવારનું અજવાળું થતાં પહેલાં ઉઠે છે અને કુકરેકુક કરવા મંડે છે. તે શું કહે છે? મને કહો. તે કહે છે, "જાગો, જાગો! તમારી આંખ ઉઘાડો અને ઉઠો. અજવાળું આવે છે! દિવસ આવે છે! દરવાજો ઉઘાડો! ઉઠો! સૂર્ય ઉગતાં પહેલાં ઉઠો!"

કૂ-કૂ-રૂ-કૂ! કૂ-કૂ-રૂ-કૂ!
    સવાર થતાં પહેલાં કુકડો (એમ) બોલે છે,
કિ-કિ-રિ-કી! કિ-કિ-રી-કી!
    પૂર્વ દીશામાં નવો પ્રકાશ પેદા થયો છે,
કૂ-કૂ-રૂ-કૂ! કૂ-કૂ-રૂ-કૂ!
    પક્ષીઓ પોતાનું ગાવાનું વહેલાં શરૂ કરે છે,
કિ-કિ-રિ-કી! કિ-કિ-રિ-કી!
    દિવસ તાજું અજવાળું લાવે છે.
    દરરોજ સવારમાં રાતો સૂર્ય
    ગરમીવાળો અને ચળકતો ઉગે છે,
પણ સાંજ જલ્દી આવે છે,
    અને અંધારી ઠંડી રાત (જલ્દી આવે છે),
ત્યારે ચંદ્ર અને તારાઓ ઉગે છે;
જ્યારે સૂર્યનો પ્રકાશ જતો રહે છે, ત્યારે તે અજવાળું આપે છે.

---

## 14. The mother and her son—મા અને તેનો પુત્ર.

Son—સન્—દીકરો, પુત્ર. Kesu—કેસુ—કેશવ.
Gondoo—ગોન્ડુ. Young—યંગ્—નાનું. So—સો—તેથી.
Is carrying—ઇઝ્ કૅરીઇંગ્—લઈ જાય છે. How tight—કેવી મજબૂત [સજ્જડ રીતે.
Anklets—સાંકળાં, બેડી. Feet—ફીટ્—પગ.
Cap—કૅપ્—ટોપી. Head—હેડ્—માથું. Side—સાઈડ્—પડખું બાજુ.
Bazar—બઝાર્—બજાર. Rice—રાઇસ્—ચોખા.
Will bring—લાવશે. Is taking—લઇ જાય છે.
To hold—પકડવાને, ભરવાને. Baby brother—નાનો ભાઇ
At home—ઍટ્ હોમ્—ઘેર. Small—સ્મૉલ્—ન્હાનું.
Left—લેફ્ટ્—છોડયો, રાખ્યો, મૂકયો. When—વ્હેન્—જ્યારે.
Very much—વેરિમચ્—ઘણું. Taught—ટૉટ્—શીખવ્યું.
To help—ટુ હેલ્પ્—મદદ કરવી.

કેસુ—આ નાનો છોકરો દૂર (બહુ) ચાલી શકતો નથી.

ગોન્ડુ—તે શા માટે દૂર ચાલી શકતો નથી?

કેસુ—તે બહુ નાનો છે. તેથી તેની મા તેને ઉપાડી લઇ જાય છે. તેણે તેને પોતાના ડાબા હાથથી કેવી મજબૂત પકડી છે!

ગોન્ડુ—તે પોતાના જમણા હાથથી શું કરે છે?

કેસુ—તમે તેનો જમણો હાથ જોઈ શકતા નથી. તે તેની માની પીઠની આસપાસ છે. મા પોતાના નાના દીકરાને ચાહે છે. તેણીએ તેના હાથમાં કલ્લા અને પગમાં બેડી પહેરાવી છે; અને માથે એક નાની ટોપી છે.

ગોન્ડુ—તે કયાં જાય છે? અને પોતાની જમણી બાજુએ તેણી શું લઇ જાય છે?

કેસુ—થોડા ચોખા ખરીદવાને તે બજારમાં જાય છે.

ગોન્ડુ—બજારમાંથી ઘેર ચોખા શી રીતે લાવશે?

કેસુ—ચોખા ભરવાને તેણી એક ટોપલી લઈ જાય છે. આ નાના છોકરાનો એક નાનો ભાઈ ઘેર છે તે બહુ નાનો છે. તેથી તેની મા તેને ઘેર રાખીને આવી છે.

ગોન્ડુ—જ્યારે મા ઘેર હોતી નથી ત્યારે તે બાળકની સંભાળ કાણ લે છે?

કેસુ—જ્યારે તેની મા બજારમા જાય છે ત્યારે તેનો બાપ તેની સંભાળ લે છે. તેણી તેને માટે એક રમકડું રાખી જાય છે. તે તેવડે રમશે.

મને કોણ બહુ ચાહે છે? મારી મા
મને પીવાને દૂધ કોણે આપ્યું? મારી માએ.
ચાલતાં અને વાત કરતાં મને કોણે શીખવ્યું? મારી માએ.
મને મદદ કરવાને કોણ દોડે છે? મારી મા.
મારે મારી માને ચાહવી અને તેની સંભાળ લેવી જોઇએ.

---

## 15. The Mill-ઘંટી.

Mill-મિલ્લ્-ઘંટી.
Narain-નારાયણ
Women-વિમેન્-સ્ત્રીઓ.
Sitting-સિટ્ટિંગ્-બેઠેલી.
Are grinding-આર્ ગ્રાઇન્ડિંગ્-દળેછે.
To grind-ગ્રાઇન્ડ્-દળવું.
Stones-સ્ટોન્સ્-પથરા.
Heavy-હેવિ-ભારે, વજનદાર.
Lower-લોઅર્-નીચલો.
Stone-સ્ટૉન્-પથ્થર
Does not move-ચાલતો નથી.
Upper-અપ્પર્-ઉપલો.
Can go- કૅન્ ગો-જઈ શકે છે.
Round and round-ગોળ ને ગોળ.
Pushing-પુશિંગ્-ધક્કો મારતાં.
Are pushing-ધક્કો મારે છે.
Hole-હૉલ્-દર, કાણું, બાંકું.
Fills with-થી ભરે છે.
Through-થ્રુ-વચ્ચે, અંદર.
Gets between-વચ્ચે જાય છે.
Between-બીટ્વીન્-વચ્ચે.
Powder-પાઉડર્-લોટ, ભૂકો.
Grind into powder-દળીને લોટ કરે છે.

Full of–થી ભરેલી. All–ઑલ્–બધા, Flour–ફ્લૅાર્–લોટ, આટો.
Millstone–ઘંટીનો પથર. Cakes–કેક્સ્–રોટલી.
Do like–ગમે છે. Often–ઑફન્–વારંવાર. વારેઘડીએ.
Get cold–ગેટ્ કાલ્ડ્–ટાઢી થાય, ઠંડી થાય. Quite–ક્વાઈટ્–તદન સાવ.

નારાયણ—આ ચિત્રમાં તમે શું જુઓ છો ?

ગોવિંદ—હું એક માણસ અને બે સ્ત્રીને જમીનપર સાદડીપર બેઠેલ જોઉં છું.

નારાયણ—તેઓ શું કરે છે ?

ગોવિંદ—હું જાણતો નથી. મહેરબાની કરીને મને કહો.

નારાયણ—તેઓ ઘંટીમાં ચોખા દળે છે.

ગોવિંદ—ઘંટી (એ) શું છે ?

નારાયણ—ઘંટીમાં બે પથ્થર હોય છે. તે મોટા, ગોળ અને બહુ ભારે છે. નીચલો પથ્થર ચાલતો નથી. ઉપલા પથ્થરને હાથો હોય છે. તે ગોળ અને ગોળ જઈ શકે છે. હાથો લાકડાનો છે. તે માણસ અને બે સ્ત્રીઓ હાથો પકડે છે અને ઉપલા પથ્થરને ગોળ અને ગોળ ધકેલે છે. ઉપલા પથ્થરમાં હાથા પાસે એક કાણું છે.

ગોવિંદ—આ કાણું શા માટે છે ?

નારાયણ—તે સ્ત્રીઓમાંની એક તે ચોખાથી ભરે છે. ચોખા વચ્ચે પડે છે અને બે પથ્થરા વચ્ચે દાખલ થાય છે. પથ્થરા તેનો દળીને લોટ કરે છે. તે સ્ત્રીમાંની એક પોતાના જમણા હાથવડે કાણામાં કેટલાક ચોખા નાંખે છે. તમે તેણીને જોઈ શકો છો ?

ગોવિંદ—હા. હું તેણીને જોઈ શકું છું. જમીનપર બે ટોપલી છે. તે ચોખાની ભરેલી છે. તેઓ આ બધા ચોખાનો દળી લોટ કરશે ?

નારાયણ—હા, તેઓ ટોપલીમાંના બધા ચોખાનો દળીને ભૂકો કરશે. આ ભૂકાને આપણે લોટ કહીએ છીએ. તમે નીચલા ઘંટીના પથ્થરની નજદીક સાદડીપરનો સફેદ લોટ જોઈ શકો છો. તે સ્ત્રીઓ આ લોટની ચોખાની રોટલી બનાવશે. તમને ચોખાની રોટલી ગમે છે ?

ગોવિંદ—મને (તો) ગમે છે. તે બહુ મઝાની હોય છે. અમે વારંવાર તે ઘેર ખાઇએ છીએ. પણ જ્યારે તે ઠંડી થઈ જાય છે ત્યારે તે સારી લાગતી નથી. જ્યારે તે તદ્દન ગરમ હોય છે ત્યારે હું તે ખાવાનું પસંદ કરૂં છું.

ગરમ ચોખાની રોટલી બહુ મઝાની હોય છે.
મને ઠંડી ચોખાની રોટલી ગમતી નથી.

---

## 16. Some Numbers–કેટલીક સંખ્યા.

Numbers–નંબર્સ–સંખ્યા.
How many-કેટલા.
Fruits-ફ્રુટસ્-ફળ.
Connt–કાઉન્ટ્–ગણવું
Fingers–ફિંગર્સ્–આંગળીઓ.
Bee-બી- મધમાખી.
Seven–સેવન્-સાત.
Eight–એઈટ્–આઠ
Nine–નાઈન્–નવ.
Both–બોથ્–બે.
Hold up–ઉંચા કરો.
Let us learn–ચાલો આપણે શીખીએ
Stool–સ્ટૂલ્–બાજોઠ, નાની ઘોડી.
Plate–પ્લેઇટ્–રકાબી.
Four–ફોર્ ચાર.
Five–ફાઇવ્–પાંચ.
Six–સીક્સ્–છ.
Spider–સ્પાઈડર્–કરોળીઓ.

ગોવિંદ—ચાલો આપણે કેટલીક સંખ્યા શીખીએ. તમારે કેટલા હાથ છે?
ગોપાલ—મ્હારે બે હાથ છે–એક જમણો હાથ અને એક ડાબો હાથ.
ગોવિંદ—ચિત્રમાંની ઘોડીને કેટલા પાયા છે?
ગોપાલ—ઘોડીને ત્રણ પાયા છે એક, બે, ત્રણ.
ગોવિંદ—ચિત્રમાંની રકાબીમાં કેટલાં ફળ છે? તેમને ગણો અને મને કહો.
ગોપાલ—એક, બે, ત્રણ, ચાર. હું ચાર ગણી શકું છું.
ગોવિંદ—દરેક હાથપર તમારે કેટલી આંગળી છે?
ગોપાલ—મારે દરેક હાથપર પાંચ આંગળી છે.

ગોવિંદ—મધમાખ તરફ જુઓ. તેને કેટલા પગ છે ?

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ પગ.

ગોવિંદ—ચિત્રમાંની ચોપડીઓ ગણો.

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત ચોપડીઓ.

ગોવિંદ—કરોળીઆને કેટલા પગ છે ?

ગોપાલ—હું કરોળીઆના આઠ પગ ગણી શકું છું.

ગોવિંદ—ચિત્રમાં કટલીક લાકડાના ખીલીઓ છે. કેટલી છે ?

ગોપાલ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ ખીલીઓ. નવ ખીલીઓ તમે તેવડે રમો.

ગોવિંદ—દરેક હાથપર તમારે કેટલી આંગળીઓ છે ? મને કહો. તમારા હાથ ઉંચા કરો અને જુઓ.

ગોપાલ—મારે મારા જમણા હાથપર પાંચ આંગળી અને મારા ડાબા હાથપર પાંચ આંગળી છે. બન્ને હાથપર દશ આંગળી છે.

કરોળીઆને આઠ પગ છે. મધમાખીને છ પગ હોય છે

---

## 17. Sisters-બ્હેનો.

Seeta-સીતા. Years-ઇયર્સ-વર્ષો. Old-ઓલ્ડ-મ્હોટું ઘરડું
Ten years old-દશ વર્ષની ઉમરની. Dark-ડાર્ક-કાળા.
Idle-આઈડલ્-આળસુ. Busy-બીઝી-ઉદ્યોગી-કામમાં ગુંથાએલ
Got up-ગોટ્ અપ્-ઉઠી. When it was light-જ્યારે અજવાળું થયું ત્યારે.
Swept-સ્વેપ્ટ્-વાળ્યું, પૂંજો કાઢયો. Woke-વોક્-જગાડી.
Elder-એલ્ડર-વધારે મોટું. Wake up-વેઈક્ અપ્-જાગો.
It is time to get up-ઉઠવાનો વખત થયો છે.
Let us go-ચાલો આપણે જઈએ. Get water-પાણી લાવવું.
Well-વેલ્-કુવો. Back-બૅક્-પાછા. Arm-આર્મ્-હાથ.

Took-ટૂક્-લીધી. Was drawing-વૉઝ ડ્રૉઇંગ્-ખેંચતી હતી.
Draw-ડ્રૉ-ખેંચવું, સીંચવું. Was picking up-ઉપાડી લેતી હતી.
Sticks-સ્ટિક્સ્-લાકડીઓ. Fire-ફાયર્-દેવતા, અગ્નિ.
Get back-પાછા પહોંચવું. To clean-ટુ ક્લીન્-સાફ કરવાને.
Cooking-કુકિંગ્-રાંધવાના. Pots-પૉટ્સ્-વાસણ.
Will boil-વિલ્ બૉઇલ્-ઉકાળશે. રાંધશે. Wants-વૉન્ટ્સ્-ને જોઇએ છે.
Calls for-ને બોલાવે છે. Too-ટૂ-પણ.
Running up-દોડતી. Useful-યુસ્ ફુલ-ઉપયોગી, કામની.
Most useful-સૌથી વધારે ઉપયોગી
Tired-ટાયર્ડ-કંટાળેલી, થાકેલી. Helping-હેલ્પિંગ્-મદદ કરવી તે.
Bigger-બિગર્-વધારે મોટી. Than-ધૅન-ના કરતાં.
Biggest-બિગેસ્ટ્-સૌથી મોટી. Of the three-ત્રણેમાં.
Smaller-સ્મૉલર્-વધારે ન્હાનું. Smallest-સ્મૉલેસ્ટ્—સૌથી ન્હાનું
Better- વધારે સારૂં Best-બેસ્ટ્-ઉત્તમ.

સીતા કાળા વાળવાળી દશ વરસની એક નાની છોકરી છે. તે કદી આળસ કરતી નથી. તેને કામમાં ગુંથાયા રહેવાનું અને તેની માને મદદ કરવાનું ગમે છે. આજે સવારે જ્યારે અજવાળું થયું ત્યારે તે બહુ વહેલી ઉઠી. તેણીએ ઘરનો પૂંજો કાઢયા પછી તેણીએ પોતાની મ્હોટી બ્હેનને જગાડી. તેણીએ

---

નોટ:-૧ Big. Bigger. Biggest.
૨ Small. Smaller. Smallest.
૩ Good. Better. Best.
૪ Useful. More useful. Most useful.
૫ Old-મોટું, ઘરડું Older-વધારે ઘરડું. Oldest-સૌથી ઘરડું
Elder-વધારે મોટું. Eldest-સૌથી મોટું.

કહ્યું "બ્હેન જાગો, ઉઠવાનો વખત થયો છે. ચાલો આપણે જઇએ અને કૂવેથી પાણી લાવીએ." પછી તેની બ્હેન ઉઠી અને તે બન્ને કૂવે ગઇ. હવે તે પાછી આવે છે. મ્હોટી બ્હેને પાણી ઉપાડયું છે. પાણીનો ભરેલ એક ઘડો તેના માથાપર છે. તેણીનો હાથ બીજા ઘડાની આસપાસ છે. સીતાએ પોતાની જોડે એક ટોપલી લીધી. જ્યારે તેની બ્હેન પાણી ખેંચતી હતી, ત્યારે ઘર દેવતા સારૂ પોતે પાદડા અને લાકડી ઉપાડી લેતી હતી. તેણીની ટોપલી પાંદડાંથી ભરેલી છે. જ્યારે તે પાછી પહોંચશે ત્યારે સીતા પોતાની માને રાંધવાના વાસણ સાફ કરવામાં મદદ કરશે. પછી પોતાના બાપ અને ભાઇને ખાવા માટે ચોખા રાંધશે. જો તેની માને કંઈ જોઇએ તો તેણી સીતાને બોલાવે છે. જો તેના બાપને કંઇ જોઇએ તો તે પણ સીતાને બોલાવે છે. તેણી દોડતી આવે છે અને તેમને મદદ કરે છે. તેણી ઘરમાં સૌથી ઉપયોગી છોકરી છે. તેણી બીજાને મદદ કરવામાં કંટાળતી (થાકી જતી) નથી.

૧. આ ચોપડી મોટી છે, ૨. પેલી ચોપડી આ ચોપડી કરતાં વધારે મોટી છે. ૩. મારી ચોપડી ત્રણેમાં સૌથી મોટી છે.

૧. તે પક્ષી નાનું છે. ૨. આ પક્ષી વધારે નાનું છે. ૩. શવું પક્ષી ત્રણેમાં સૌથી નાનું છે.

૧. આ સારૂં છે. ૨. તે વધારે સારૂં છે. ૩. આ ઉત્તમ છે.

હું બહુ મોટી નથી. હું બહુ ઘરડી નથી.
પણ હું મ્હારી મા તથા બ્હેનને મદદ કરીશ.

## 18. The Dog—કુતરો.

**At night**-ઍટ્ નાઇટ્-રાત્રે. **Night**-નાઈટ-રાત્રિ. **It gets dark**-અંધારૂં થાયછે.

**Lock**-લૅાક્-તાળું વાસવું. **Thieves**-થીવ્ઝ્-ચોરો.

**Are** you not afraid of-થી બીહતા નથી?

**Steal**-સ્ટીલ્-ચોરવું. Something-સમ્થિંગ્-કંઇક.

**Watches**-વૅાચીઝ્-ચોકી રાખે છે. તપાસ રાખે છે.

**All** night long-આખી રાત દરમ્યાન. Sleep-સ્લીપ્-ઉંઘવું.

**Thief**-થીફ્-ચોર. Barks-બાર્કસ્-ભસે છે.

**Bites**-બાઇટસ્-કરડે છે. Mouth-માઉથ્-મ્હોં.

રાત્રે અંધારૂં થાય છે. પછી હું મારા ઘરના બારણાંને તાળું મારૂં છું.

તમે પણ તમારા બારણાને તાળાં મારો છો શું?

ના, હું કદી મારે બારણે તાળું મારતો નથી.

તમે ચોરથી બીહતા નથી? તેઓ અંધારામાં આવે અને કંઈક ચોરી જાય.

અરે ના! મારે એક સારો મિત્ર છે. તે આખી રાત દરમ્યાન મારા ઘરની ચોકી રાખે છે. તે કદી ઉંઘતો નથી. ચોર તેનાથી બીહે છે. તે મારો નાનો કુતરો છે. તમે તેને ત્યાં ઉભેલ જુઓ છો? જે તે કોઇ ચોરને જુએ છે, તો તે ભસે છે. જ્યારે તે કોઇ ચોરને (આવતો) સાંભળે છે, ત્યારે તે ભસે છે. તે ચોરને કરડે છે. તે મારા મિત્રોને કરડશે નહિ.

તમારો કુતરો બીજું કંઇ કરી શકે છે?

હા, તે મારી લાકડી તેના મ્હોંમાં લઇ શકે છે.

## 19. The Bird and its Nest-પક્ષી અને તેનો માળો

Bird-બર્ડ્-પક્ષી. Nest-નેસ્ટ્-માળો. Garden-ગાર્ડન્-વાડી, બગીચો.
Looked up-લુક્ડ્ અપ્-જોયું High-હાઇ-ઉંચું. Tree-ટ્રી-ઝાડ.
Low-લો-નીચું. Did fly away-ઉડી ગયું.
Sat-સૅટ્-બેઠું. Still-સ્ટિલ્-સ્થિર, શાંત.
Began to talk-વાત કરવા મંડ્યું. Wings-વિંગ્ઝ્ પાંખ.
Air-એર્-હવા. Jump-જમ્પ્-કૂદવું.
Would like-ઈચ્છા, પસંદ કરો. Shut-શટ્-બંધ કરવું.
Have shut-બંધ કરી છે. Branch-બ્રાન્ચ-ડાળી, શાખા.
Warm-વાર્મ્-ગરમ, હુંફવાળું. Built-બિલ્ટ્-બાંધ્યું.
Week-વીક્-અઠવાડીયું. Wool-વૂલ્-ઉન.
Blue-બ્લ્યુ-આસમાની. Touch-ટચ્-અડકવું, સ્પર્શ કરવો.

સીતા આજ સવારે વાડીમાં ગઈ. તેણીએ એક ઝાડમાં જોયું. તે ઉંચું ઝાડ નહોતું. તે એક નીચું ઝાડ હતું. ત્યાં તેણીએ એક નાનું પક્ષી જોયું. તે ઉડી ગયું નહિ. તે તદ્દન સ્થિર બેઠું. તેણી તેની નજદીક ગઈ. પછી પક્ષીએ તેની જોડે વાત કરવા માંડી. તેણે કહ્યું:—

હું કોણ છું? તમે જાણો છો? હું શું કરૂં છું? હું તમને કહીશ.

હું એક નાનું પક્ષી છું. મારે બે પાંખ છે અને હું હવામાં ઉંચે ઉડી શકું છું

હું પડી જઉં નહિ. મારી પાંખો મને ઉંચે રાખે છે. હું એક ઝાડેથી બીજે ઝાડે ઉડી શકું છું.

---

નોટ :—Thief-(એકવચન). Thieves-(બહુવચન).
Leaf-(એકવચન). Leaves-(બહુવચન).

નાની છોકરી, તમે તે કરી શકો નહિ, નહિ વારૂ ?

તમે ચાલી શકો છો અને તમે દોડી શકો છો અને તમે કૂદી શકો છો પણ તમે ઉડી શકતા નથી. મારી પેઠે ઉડી જવાનું તમે પસંદ કરશો ?

હવે મેં મારી પાંખો બંધ કરી છે અને હું ઝાડની ડાળી ઉપર બેસું છું.

તમે એક સુંદર મકાનમાં રહોછો, નહિ વારૂ ? મારે પણ સુંદર હુંફ-વાળું મકાન છે. મેં તે એક અઠવાડીયામાં બાંધ્યું અહીં તે મારી નજીક છે હું તેને મારો માળો કહું છું અહીં તે તદ્દન સલામત છે. તે ઝાડમાંથી પડી જશે નહિ.

કેટલાક પક્ષીઓ લાંબા ઘાસમાં જમીનપર પોતાના માળા બાંધે છે. હું મારો (માળો) ઝાડમાં ઉંચે પાંદડાપર બાંધુ છું. તે અહીંઆ છે.

કેટલાક પક્ષીઓ પોતાના માળા પાંદડાના બનાવે છે. પણ હું મારો નાની લાકડીઓનો બનાવું છું. અંદરની બાજુએ તેને ગરમ રાખવાને ઉન અને સૂકું ઘાસ મૂકું છું.

મારા માળામાં કેટલાક આસમાની ઇંડાં છે. મેં તેમને ત્યાં ગઇ કાલે મૂક્યા. તેમને ગણો. એક, બે, ત્રણ, ચાર. મારા માળામાં ચાર નાના આસ-માની ઇંડાં છે. તમે તેના તરફ જુઓ, પણ તમારે તેને અડકવું નહિ જોઇએ.

ચાર નાના પક્ષી આ ઇંડાંમાંથી બહાર આવશે. જો તમે થોડા દિવ-સમાં પાછા આવો, તો તમે તેમના તરફ નજર કરજો. હવે મારે મારા ઇંડાંપર પાછું બેસવું જોઇએ, અને તેમને ગરમ રાખવા જોઇએ. જો હુ તેમનાપર બેસું નહિ, તો તેમને ટાઢ વાગશે.

## 20. The Young Birds—નાનાં પક્ષી.

Afterwards—આફ્ટરવર્ડ્‌ઝ—પછી. Talked—ટૉક્ડ—વાત કરી.
Good morning—ગુડ્ મૉર્નિંગ્—સવારની સલામ.
Glad—ગ્લૅડ—ખુશી, રાજી. Their—ધેર્—તેમની.
Children—ચિલ્ડ્રન્—બચ્ચાં. Near—નીઅર્—પાસે, નજદીક
Ago—અગો—અગાઉ, ઉપર. Showed—શૌડ્—બતાવ્યાં
Are opening—ઉઘાડે છે. Mouths માઉથ્સ્—મ્હોં.
Crying—ક્રાઇંગ્—રડતાં. Hungry હંગ્રિ—ભૂખ્યા
Just—જસ્ટ્—હમણાંજ. Brought—બ્રાટ્—આણેલા.
Have brought—આણ્યા છે. Worm—વર્મ્—જીવડો.
Beak—બીક્—ચાંચ. Another—અનધર્—બીજું.
Like me—મારા જેવું. Feed—ફીડ્—ખવડાવવું.
Bigger and bigger—વધારે ને વધારે મ્હોટું. Month—મન્થ્—મહીનો.
To fly about—ટુ ફ્લાય્ એબાઉટ્—આમ તેમ ઉડવું.
For themselves—ફૅાર ધેમ્‌સેલ્વ્‌ઝ્—પોતાને માટે Babies—બેબીઝ્—બાળક,
Birdie—બર્ડી—નાનું પક્ષી. Does say—કહે છે. [ બચ્ચાં.
At break of day—ઍટ્ બ્રેક ઑફ્ ડે—પહો ફાટતાં, સવારના પહોરમાં.
Rest—રેસ્ટ્—આરામ લેવો. Longer—લૉન્ગર્—વધારે લાંબો વખત.
A little—એ લિટલ્—જરા. Till—ટિલ્—ત્યાંસુધી.
Stronger—સ્ટ્રૉન્ગર—વધારે મજબૂત.

પાંચ કે છ દિવસ પછી સીતા વાડીમાં ફરીથી ગઈ, ત્યાં તેણીએ તે પક્ષીને જોયું. તેણે તેની જોડે ફરીથી વાત કરી. તેણે કહ્યું:—

સવારની સલામ! તમે મને ફરીથી મળવા આવ્યા છો ત્યારે, નહિ વારૂ તમને જોઇને હું બહુ ખુશી થઉં છું.

હવે મારા માળામાં ચાર નાનાં પક્ષી છે હું તેમની મા છું અને તે મારાં બચ્ચાં છે. હું તેમને બહુ ચાહું છું. તમે માળા પાસે જાઓ અને જો તમારી ઈચ્છા હોય તો તેમને જુઓ.

તે આસમાની ઈંડાંમાંથી તેઓ બે દિવસ અગાઉ બહાર આવ્યાં. મેં તમને મારા માળામાંનાં ઈંડાં બતાવ્યાં. હવે તે પોતાનું મ્હોં ઉઘાડે છે. તમે તેમને જોઈ શકો છો? તેમને રોતા તમે સાંભળી શકો છો? તેમને કંઈક ખોરાક જોઈએ છે, તેઓ બહુ ભૂખ્યા છે

મેં હમણાંજ તેમને ખાવાને એક જીવડું આણેલ છે. આ રહ્યું તે મારી ચાંચમાં. તેમનો બાપ મારા જેવું એક બીજું પક્ષી છે. તે આ બચ્ચાંને વાસ્તે કંઈક વધારે ખોરાક લાવવાને દૂર ગયેલ છે. જો અમે તેમને સારી રીતે ખવડાવીએ, તો તેઓ દરરોજ વધારે વધારે મોટાં થતાં જશે. એક મહિનામાં તેમને મજબૂત પાંખો આવશે. પછી હું તેમને આમ તેમ ઉડવાનું શીખવીશ તેઓ પોતાને માટે ખોરાક લાવશે. હમણાં તે બાળક છે. તેમનાં માબાપે તેમને ખવડાવવું જોઇએ.

સવારના પહોરમાં પોતાના માળામાં નાનું પક્ષી શું કહે છે?

નાનું પક્ષી કહે છે, " મને ઉડવાદો, મા, મને ઉડી જવા દો."

" નાના પક્ષી, જ્યાંસુધી તારી નાની પાંખ વધારે મજબૂત થાય, ત્યાંસુધી જરા વધારેવાર આરામ લે."

તેથી તે થોડી વધારેવાર આરામ લે છે."

પછી તે ઉડી જાય છે.

## 21. The Cat-બિલાડી.

Body-બૉડિ-શરીર. Claws-ક્લૉઝ્-નખોરીયાં, ન્હોર. Paws-પૉઝ્-પંજા
Tease ટીઝ્-ચીડવવું. Do not tease-ચીડવતા નહિ
Scratch-સ્ક્રૅચ્-ઉઝરડા ભરવા. Quick-ક્વિક્-ચપળ, ચાલાક, ઝડપદાર.
Catch કૅચ્-પકડવું. Mice-માઇસ્-ઉંદરો Rats રૅટ્સ્-ઉંદરો.
Night time-નાઈટ્ ટાઈમ્-રાત્રિના વખત. Steal-સ્ટીલ્ ચોરવું.
Waits for વેઈટ્સ ફૉર-રાહ જુએ છે. Mouse માઉસ્-ઉંદર
Out of-માથી. Hole-હોલ્-દર. Jumps-જમ્પ્સ્-કૂદે છે
Kills-કીલ્સ્-મારી નાખે છે. At last ઍટ્ લાસ્ટ્-આખરે, છેવટે, છેલ્લે.
Last-લાસ્ટ્-છેલ્લું. Meat-મીટ્-માંસ.
Bread-બ્રેડ્-રોટલો. Fond-ફૉન્ડ્-શોખીન.
Fish-ફિશ્-માછલી. Kittens-કિટન્સ્-બિલાડીના બચ્ચાં.
Lick-લિક્-ચાટવું. All over-ઑલ્ ઓવર્ બધે (શરીરે)
Clean-ક્લીન્-ચોકખું. Moves-મુવ્ઝ્-હલાવે છે.
Mewing-મ્યુઈંગ્-મ્યાંઉ મ્યાંઉ કરવું તે. Mew-મ્યુ-મ્યાંઉ મ્યાંઉ કરવું.
Our-અવર્-આપણા. Guard-ગાર્ડ્-નું રક્ષણ કરે છે.
Should be-શુડ્ બી-થવું જોઈએ. Should-શુડ્-જોઇએ.

જુઓ ! અહીં એક બિલાડી છે તેના શરીર ઉપર ટુંકા સુંવાળા વાળ છે. તેને તેના પંઝાને છેડે ઝીણા ન્હોર છે. તેને ચીડવતા નહિ. તે પોતાના નખ (ન્હોર) વડે તમને ઉઝરડા કરશે.

બિલાડી બહુ ઝડપદાર છે, અને ઉંદરો (નાના, મોટા)ને પકડી શકે છે. ઉંદરો રાત્રિને વખતે ખોરાક ચોરી જવાને આવે છે. બિલાડી તેમની રાહ જુએ છે. તે રાત્રે જોઇ શકે છે.

જ્યારે ઉંદર દરમાંથી બહાર આવે છે, ત્યારે બિલાડી કૂદે છે અને તેને પકડી લે છે. તે તેનાથી રમે છે. આખરે તે ઉંદરને મારી નાંખે છે અને તેને ખાઈ જાય છે.

બિલાડી દૂધ પીએ છે. તે માંસ અને રોટલા ખાય છે અને માછલીની શોખીન હોય છે બિલાડી પોતાના નાના બચ્ચાંને ચાહે છે. તેમને સાફ કરવાને તે તેમને આખે શરીરે ચાટે છે. તે તેમને ખોરાક લાવી આપે છે, અને ઉંદર પકડવાનું તેમને શીખવે છે

તે પોતાની પૂંછડી હલાવે છે, અને બચ્ચાં તેનાથી રમે છે. બચ્ચા રમતના બહુ શોખીન હોય છે. તેઓ આમ તેમ કૂદે છે. મા તેમને પોતાના મ્હોંમાં લઇ જાય છે તે તેમને મ્યાંઉં મ્યાંઉં કરીને બોલાવે છે. બચ્ચાં પણ મ્યાંઉં મ્યાંઉં કરે છે.

બિલાડી અને કુતરા આપણા મિત્ર છે. કુતરા આપણાં ઘરની રાત્રે ચોકી કરે છે, અને બિલાડી ઉંદરો પકડે છે. આપણે તેમના તરફ માયાળુ થવું જોઇએ.

---

## 22. Goats-બકરાં.

Goat-ગૉટ્-બકરૂં.
Beat-બીટ્-મારવું.
Less-લેસ્-વધારે ઓછું.
Butt-બટ્-શિગડાં ચડાવવાં, ઢીક મારવી.
Smaller-સ્મૉલર્-વધારે નાનું.
Cow's-કાઉઝ્-ગાયનું.
Goat's-ગૉટ્સ્-બકરીનું. Goatman-ગૉટ્મૅન્-બકરાં ઉછેરનાર, બકરાંવાળો.
Between-બીટ્વીન્-વચ્ચે.
Is going to milk them- તેમને દોહવાની તૈયારીમાં છે.
Earthen-અર્થેન્-માટીનું.

આ બે બકરી છે. તેમને કેવા લાંબા કાન છે ! તેમને ગાયની પેઠે શીંગડાં

છે. તે મને પોતાનાં શીંગડાંથી ઢીક મારશે ? જો તમે તેને મારશો નહિ, તો તે તમને શીંગડાં મારશે નહિ. તેમની પૂંછડી ટુંકી છે.

બકરી દૂધ આપે છે. તેમનું દૂધ મીઠું અને પીવાને માટે સારૂં છે. ગાયની પેઠે બકરી બહુ દૂધ આપતી નથી. આ કેમ બને છે ? બકરી ગાય કરતાં નાની છે. તેથી તે થોડું દૂધ આપે છે. ગાયનું દૂધ બકરીના દૂધ કરતાં વધારે સારૂં છે.

બકરીવાળો બકરીની વચ્ચે બેઠા છે. ને તેમને ખોરાકનો તૈયારીમાં છે. તેની આગળ એક માટીનું વાસણ છે તે દૂધ ને વાસણના ટૂકડો (નાખશે).

---

## 23. The Sheep-ઘેટું.

Sheep-શીપ્-ઘેટું. Ram-રૅમ ઘેટો. Male-મેઇલ્-નર.

Straight-સ્ટ્રેઇટ્-સીધા. Twisted-ટિવસ્ટેડ્ ગુંચળું વળેલ.

Skin-સ્કિન્-ચામડી. Coat-કોટ્-ડગલો.

Cut off-કટ્ ઑફ્-કાપી નાંખે છે. Cloth-ક્લૉથ્-કાપડ

Make into-નું બનાવે છે. Clothes-ક્લોધ્ઝ્-શીવેલ કપડાં.

Flocks-ફ્લૉક્સ-ટોળાં. In flocks-ટોળાંબંધ.

Many-મૅનિ-ઘણા. Shepherd-શેફર્ડ-ભરવાડ.

Field-ફીલ્ડ્-ખેતર. To graze-ટુ ગ્રેઇઝ્-ચરવાને

Thicker-થિકર્-વધારે જાડું. Mild-માઈલ્ડ્-નરમ સ્વભાવના.

Quiet-ક્વાયેટ્-શાંત. Harm-હાર્મ-ઇજા, નુકશાન.

આ શું છે ? શું તે બકરૂં છે ? ના તે ઘેટું છે. તે એક નર ઘેટું છે. તેને કેવાં સુંદર શીંગડાં છે ! શીંગડાં સીધાં નથી. તે નર ઘેટાનાં શીંગડાં વાંકાં વળેલાં છે.

ઘેટાને તેની ચામડીપર જાડું ઉન છે. ઉન ડગલાના જેવું છે. ઉન ઘેટાને ગરમ રાખે છે. માણસો ઘેટાપરથી ઉન કાપી લે છે. પછી તેઓ ઉનનું કાપડ બનાવે છે. તે કાપડના તેઓ ગરમ કપડાં બનાવે છે.

માણસો ઘેટાં ટોળાબંધ રાખે છે. એક ટોળામાં ઘણાં ઘેટાં હોય છે. ઘેટાં ઘાસ ખાય છે. ભરવાડ ઘેટાંને ખેતરમાં ચરવા હાંકી જાય છે.

બકરાના વાળ કરતાં ઘેટાનું ઊન વધારે જાડું હોય છે ઘેટાં બહુ નમ્ર સ્વભાવના અને શાંત હોય છે. તેઓ કોઇને કંઈ ઈજા કરતા નથી.

---

## 24. For you and for me-તમારા માટે અને મારા માટે.

Deep-ડીપ્-ઊંડું. Blue-બ્લ્યુ-આસમાની. Sky-સ્કાય્-આકાશ.
Pale-પેઈલ્-સફેદ, ફીકકું. Moon-મૂન્-ચંદ્રમા. Lights up-પ્રકાશિત કરે છે
Clouds-ક્લાઉડ્ઝ્-વાદળાં. On high-ઊંચે.
Twinkling-ટિવંક્લીંગ્-ઝગઝગતા. Shine-શાઈન્-પ્રકાશે છે.
Golden-ગોલ્ડન્-સોનેરી. Sink-સિન્ક્-ડૂબવું.
Sinks down-નીચે ઉતરી જાય છે. West-વેસ્ટ્-પશ્ચિમ.
Each-ઇચ્-દરેક. Own-ઓન્-પોતાનું.
Sweetly-સ્વીટલી-મધુરતાથી. Sings-સિંગ્ઝ્-ગાય છે.
Songs-સૉન્ગ્ઝ્-ગાયન, ગીત. Bees-બીઝ્-મધમાખો.
Hum-હમ્-ગણગણાટ કરેછે. Gay-ગે-રમુજી, આનંદી, સુંદર.
Smile-સ્માઈલ્-હસેછે, ખીલે છે. Every day-રોજ.
Scent-સેન્ટ્-સુગંધ આપે છે. સુગંધીદાર બનાવે છે.
Live-લિવ્-જીવવું, રહેવું. Bloom-બ્લુમ-ખીલે છે.
Great-મોટો, મહાન. Loving-લવિંગ્-ચાહતો, પ્રેમાળ.

ઝળકતો સૂર્ય ઊંડા આસમાની આકાશમાં પ્રકાશે છે.
સફેદ (ફીકકો) ચંદ્રમા ઊંચેના વાદળાંને પ્રકાશિત કરે છે,
અને રાત્રિમાં ઝગઝગતા તારાઓ આપણે જોઇએ છીએ.
સૂર્ય, ચંદ્ર અને તારાઓ તમારા માટે અને મારા માટે પ્રકાશે છે.

જ્યારે સોનેરી સૂર્ય પશ્ચિમમાં નીચે ઉતરી જાય છે,
ત્યારે દરેક ન્હાનું પક્ષી બેસ–તેના પોતાના નાના માળા તરફ–ઉડી જાયછે.
વાડીના ઝાડની અંદર તે કેવી મધુર રીતે ગાય છે !
અને તેનાં મધુર ન્હાનાં ગીત તમારે માટે અને મ્હારે માટે છે.
ઉદ્યોગી મધમાખીઓ સુંદર પુષ્પોની આસપાસ ગણગણાટ કરે છે
તે દરરોજ ખીલે છે અને આપણા તરફ હસે છે,
તેઓ મધુર હવાને ખુશબોદાર બનાવેછે અને મધમાખીને ખોરાક દેછે.
અને તેઓ તમારા માટે અને મ્હારા માટે ઉગે છે અને ખીલે છે
મહાન પ્રભુ ભલો છે. તે ઉંચે રહે છે.
ને પોતાના આકાશમાંના ઘરમાંથી આપણા બધા ઉપર નજર રાખે છે.
બધી ચીજો તેણે બનાવી છે. તે ભલો અને પ્રેમાળ છે !
આપણે માટે–તમારા અને મ્હારા માટે–તેણે તેમને બનાવ્યા છે.

---

## વિદ્યાર્થીઓને તથા તેમના માબાપ કે વાલીઓને

## અગત્યની સૂચના.

અમોએ દરેક ઇંગ્રેજી ધોરણમાં ચાલતી ઇંગ્લીશ ટેકસ્ટ-બુકોના અર્થની ચોપડીઓ ખાસ શ્રમ લઇ તૈયાર કરાવેલ છે. તે તદન નવી જ ઢબ પર છે, અને છોકરાઓને તેની મદદથી પોતાની ચોપડીના અભ્યાસ કરતાં કંટાળો નહિ આવે, પણ હોંશેથી પોતાના પાઠ સ્હેલાઇથી તૈયાર કરી શકશે. તરજુમો વગેરે વાકયવાર ગોખી મારવાના કુટેવને દૂર રાખવા અમારો ખાસ પ્રયાસ છે. અને તેથી નવી શિક્ષણ પદ્ધતિને અનુસરી અનુભવી માસ્તરોને હાથે અમોએ બીની ગર્ની ચોપડીઓ તૈયાર કરાવી છે. જેનો લાભ લેવા દરેક વિદ્યાર્થીને અમારી ભલામણ છે.

મેકમીલનની ન્યુ પ્રાઇમર નંબર બે; રીડર નંબર એક, બે, અને ત્રણના અર્થ તૈયાર છે.

કિંમત મોંઘવારી તથા મહેનતના પ્રમાણમાં તદન જૂજ છે. ઉપરની ચોપડી વિદ્યાર્થીવર્ગને ઉપયોગી નીવડશે એવો અમારો સંપુર્ણ વિશ્વાસ છે. તેથી તેમની મદદ લેવા અમો આગ્રહ કરીએ છીએ.

એસ. બી. શાહની કું..

માનેકોરનાકા—અમદાવાદ.